શ્રીકૃષ્ણ ચરણે

# પ્રભુ પ્રાર્થનાના પદ.




લેખક

**અમીધરજી.**

ભદ્રકાળી માતાની પાસે, **અમદાવાદ.**



પ્રકાશક

**એમ. એન. શાહ કડજોદરાવાલા.**

ઘર નં. ૨૨-૨૮, માધવબાગ, સી. પી. ટેંક,

**મુંબઇ નં. ૪.**

પ્રત ૨૦૦૦.] પ્રથમાવૃતી. [સંવત ૧૯૯૭.

મુલ્ય રૂા૦ ૦-૮-૦ ( ન્યોછાવર )

શ્રીકૃષ્ણ પ્રિ. પ્રેસમાં રતીલાલ હરજીવન પટેલે છાપ્યું.

નં ૯, અનંતવાડી મુંબઇ ૨.



સસ્તો અને સારો માલ ક્યાંથી લેશો.

## શા. હીરાલાલ બાલુભાઈની કું૦

કણપીઠ બજાર, **સુરત.**

**લોખંડનો સામાન**

રંગ. તેલ, વારનીશ તથા મીલજીનને લગતો સામાન વેચનાર.

---

## "સોનેરી પડીકી"

જે સદગૃહસ્થો અને બ્હેનો માત્ર દોઢ આનાની ટીકીટ નીચેને સરનામે મોકલશે તેમને "**સોનેરી પડીકી**" મફત મોકલવામાં આવશે.

**એમ. કે. દેશાઈ** નં. ૧૫૯, ભુલેશ્વર, **મુંબઈ નં. ૨.**

---

## મફત.

"વ્યાજ ગણિત" નામનું મદ્રાસવાળા શ્રીમાન ગોવિંદદાશનું રચેલું રૂ. ૧) ની કીંમતનું પુસ્તક આ પુસ્તકના વાંચનારાઓને માત્ર સાડા ચાર આનાની ટપાલની ટીકીટો મળેથી મફત મોકલવામાં આવશે. ઠેકાણું.

**એમ. કે. દેશાઈ** નં. ૧૫૯ ભુલેશ્વર. **મુંબઇ નં. ૨.**



# " પ્રસ્તાવના "



કેવા સંજોગોમાં, " પ્રાર્થનાના પદો " રચાવ્યા છે તે નીચેની બીનાથી જણાશે. સંવત ૧૯૭૫ ના શ્રાવણ વદ ૭ સોમવારે શ્રી રાધાકૃષ્ણજીની મરજીથીજ આ પદો છપાવવા શરૂઆત કરી હતી. અને શ્રી રાધાકૃષ્ણના મંદીરમાં નિત્ય ભરાતી ભકત મંડળમાં તેમજ, અન્ય અનેક, મંડળોમાં તથા, હરિજનોમાં, આ પુસ્તકમાંના ભજનો પુષ્કળ ગવાય છે, તે કામ ધ્યાનમાં લઈને આ પુસ્તક છપાવવા વિચાર કર્યો અને એ રા. અમીધરજી તરફથી શાહ મગનલાલ નરસીંહદાસ કડજોદરાવાલા એ છપાવી તૈયાર કરવા માથે લીધું.

આ પુસ્તકના મુળયોજક તરીકે મી. અમીધરજીનો આભાર માનવામાં આવે છે.

\+ \+ \+ \+ \+ \+

આ પુસ્તકની અંદર જે ભજનો છપાયેલાં છે તેમાંના કોઇ કોઇ ચોપડીઓમાંથી લીધાછે ને બાકીના મોંઢે ગવાતાં ઉતારી લેવામાં આવેલાછે તેથી તેમાં જો કાંઇ ભુલો હોય તો, તે માટે સુજ્ઞ વાંચકો દરગુજર કરશે.

હું અજ્ઞાન છું. હું કાંઇ પંડિત નથી માટે જે જે ભુલો થઇ હોય તો આ રંક જીવ ઉપર કૃપા કરી માફી આપશો. આ ચોપડીઓ ફકત ભગવાન પ્રત્યે પ્રેમથી અને જનસમાજના કલ્યાણના અર્થે ને અંતઃકરણમાં ભકિતભાવ જામે એવા હેતુથી છપાવી છે. છતાં જે જે પુસ્તકોમાંથી લેવામાં આવેલા ભજનો બાબત તેમના છપાવનારને કાંઇપણ બાબતની હરકત થાય તેવું હોય તો લખી જણાવશો તો ફેરફાર કરવામાં આવશે. આ પુસ્તકના ભજનો જે સમજીને વાંચશે તે જરૂર મોક્ષ મેળવશે.



# અનુક્રમણીકા.



ઓધવ આવવા વિશે.



પ્રભુ વીસરતા નથી.



પ્રીતીવિષે

## પ્રભુની મદદ વિષે



## પ્રભુ આનંદ આનંદ

## પ્રભુ સાથ પ્રીતી જોડવા વિષે



## પ્રભુનો ખરો પ્રેમ



## દુઃખીને પ્રભુની મદદ.

# અગાઉ ગ્રાહક થનારનાં નામો.



નકલો

૫૦ રા. રા. શામળભાઇ નથુભાઇ " મુંબઈ પેઢી " ( કપડવણજ )
૫૦ ,, ,, હીરાલાલ માણેકલાલ ખડેપાઉ (સુરત.)
૨૫ ,, ,, જમનાદાસ આત્મારામ દલાલ (મુંબઇ.)
૧૦ ,, ,, દીગંબરદાસ ભગવાનદાસ વકીલ ઔરંગાબાદ.
૫ દેશાઇ જમનાદાસ છગનદાસ (મુંબઇ.) ,,
૫ રા. રા. મનમોહનદાસ ઘનશામદાસ (નંદરબાર.)
૫ શા૦ ઓછવલાલ ગોપાળદાસ (મુંબઇ)
૫ ,, ચંપકલાલ મોતીરામ ..
૫ ,, છોટાલાલ મુળચંદ (પાનસર)
૫ ,, મોહનલાલ અમરતલાલ (ભરૂચ)
૫ રા. રા. ગોપાળદાસ વીઠલદાસ (મુંબઇ)
૧ શા૦ વીઠલદાસ ડી જાગલા ,,
,, મી૦ વલવદાસ બી. સૌરાસ્ટ્રી ,,
,, રા. રા. શંભુભાઈ લાલાભાઇ દેશાઇ (નંદરબાર)
,, ,, શામદાસ હરગોવનદાસ મહેતા (મુંબઇ)
,, ,, શંભુલાલ તુળસીદાસ ,,
,, ,, નરસીંહદાસ પાનાચંદ " કડજોદરા "
,, ,, મગનલાલ કોદરદાસ " વરધરી "
,, ,, ચુનીલાલ લખમીચંદ " જનોડ "
,, ,, અંબાલાલ લખમીચંદ " જનોડ "
,, ,, ઓછવલાલ લખમીચંદ " જનોડ "
,, ,, મગનલાલ લલ્લુભાઇ " કડાણા ખાનપુર "
,, ,, " મનહર " શામણીલાલ ભુલાભાઇ " કઠલાલ "
,, ,, " પુનમચંદ નાથજીભાઇ " વરધરી "
,, ,, ત્રીકમલાલ ગીરધરલાલ " વરધરી "
,, ,, છોટાલાલ નરસીંહદાસ " બલાડા "
,, ,, માધવલાલ હરજીવનદાસ " બલાડા "

૧ રા. રા. છગનલાલ છોટાલાલ "વાંગરોલી"
" " મગનલાલ હરજીવનદાસ "ટીંબા"
" " ચુનીલાલ નાથજીભાઈ "ટીંબા"
" " સોમાલાલ પાનાચંદ "જનોડ"
" " છોટાલાલ જાદવજી "જનોડ"
" " મનસુખલાલ ભોગીલાલ "કપડવણજ"
" " મગનલાલ ગોરધનદાસ "જનોડ"
" " હીરાલાલ જેઠાલાલ "કડજોદરા"
" " જેઠાલાલ કોહરદાસ "વરધરી"
" " શંકરલાલ મંગલદાસ "કપડવંજ"

એમ એન. (શાહુનાદોસ્ત)

" " લખમીચંદ મીઠાલાલ "કપડવંજ"
" " મોહુનલાલ ગીરધરદાસ "કડજોદરા"
" " સામળદાસ અમીચંદભાઇ (કપડવંજ) "મુંબઇ પેઢી"
" " ઓછવલાલ તુળજારામ વકીલ (મુંબઇ)
" " મોતીલાલ છગનલાલ ઝવેરી "
" " ચુનીલાલ અમીચંદભાઇ (કપડવંજ) "મુંબઇ પેઢી"
" " છોટાલાલ ગીરધરદાસ "કડજોદરા"
" " ગોરધનદાસ નરસીંદદાસ "કડજોદરા"
" " સોમાલાલ નરસીંહદાસ "કડજોદરા"
" " જોઇતારામ બહેચરદાસ પટેલ (કપડવણજ)
" " શનીલાલ દલસુખ "
" " જેઠાલાલ દલસુખ "
" " ચંદુલાલ છોટાલાલ "
" " કોઠારી જીવરાજ બહેચર ઝવેરી (મુંબઇ)
" " મણીલાલ છગનલાલ (કપડવણજ)
" " પુનમચંદ ચુનીલાલ "
" " ચુનીલાલ જેઠાલાલ (સાઠંબા)
" " મગનલાલ ગુલાબચંદ "

શ્રી ગણેશાયનમઃ



# શ્રી કૃષ્ણ ચરણે

## પ્રભુ પ્રાર્થનાંના પદ.

૧

અમે તો, આપને આધાર, બીજે કયાં જઈએ,
ભલા ભુંડા, ભલે પણ, આપના તો બાળ છીએ.

### સાખી.

રીઝો કે ખીજો પ્રભુ દુઃખ દો કે સુખ ઈશ.
મારો કે જીવાડશો આપ ચરણ મમશીશ.
દુભાવશો તો દીલાસાની ચીંતા આપનેજ છે,
રડાવશો તો પછી આંસુ લોવા આપને છે.–અમે તો–

### સાખી.

મંન આપ્યું ચંચળ અતિ આપી છે મતિ સ્વાલ્પ,
અને વયર્થ માયા કરી આ સુખ દીધું અલ્પ.
ફુટેલું ઠામ દઇશું ? કહો કે પાણી ભરો.
તુટેલી તુંબડી દઇ કહો સીંધુ તરો––અમે તો––

### સાખી.

સાને કીધા કાયદા શાને થયા શું જોઇ.
શા એવા ગુના કર્યા એને ખબર પડે ન કોઇ.

હમોને શાં ભાગ્ય વિના ઠરાવો જાય ધાયા.
ચાવી લે આવી એતો એમાં આપ ગુપ્ત રહ્યા-અમે તો-

## સાખી.

તત્પર થવા આપણા ચરણુ કમળના દાશ.
ઇચ્છા તો બળવાન છે પણ કૌવતમાં કચાશ.
ગ્રહીકર તારશો તો ઠરવાને તૈયાર છે.
અમે તો આપને ખુલ્લે ખુલ્લુ જણાવી દઇએ-અમે તો-

## સાખી.

છોરૂ થઇ છુટી જવું, કરી પ્રમાદનાં કાજ.
જાળવવા પડસે પ્રભુ. બાંય ગ્રહની લાજ.
હમારી દાદને ફરીયાદ; બીજે કયાંજ કહીએ,
જેવી રીતે રાખશો; શ્રીનાથ તેવીજ રીતે રહીએ-અમે તો-

૨

હરિજય નટવર ગીરીવરધારી. વ્રજવલ્લભ કુંજબીહારી.
હરિમન મોહનજી નટ નાગર હરીજય અગમ પ્રેમરશ સાગર
હરિ નંદ નંદનં મમવંદનં હરિજય નટવર ગીરીવરધારી-
જય જય પ્રભુ ઉરના આરામ જય શ્રમીત પતિત વીશ્રામ
ભવ તારક દુઃખ હારક—હરિજય—
હરિ રદયે મન મુખ લોચનમાં હરિ પ્રભુ આવો વશો આજ ક્ષણમાં
હરિ રસ નામકં સુખ દાયકં--હરિજય--
હાંરે અમીધર પ્રીપતી પ્રયતમ્માં—ઓ નાથ તમોને ઘણી ક્ષમા
—હરિજય નટવર—

૩

છોરૂં કછોરૂ થાય પણ, માતા પીતા કદી ના થતા.
બગડેલની પ્રત્યે તો સૌથી, સ્નેહ જાજો રાખતા.
ભુલીયે હમે તમને કદી પણ આપ ના ભુલશો ઘડી
વ્રજ બાળકો તો એજ માગે. એ અમીધર પગ પડી.
સંસારના વટ વૃક્ષમાં ભેગા મલ્યા સો બે ગડી.

કાલે સવારે ઉડવું. મળીશું કદી કે ના કદી.
પ્રભુ સંગ સુખે મહાલતા. સંભાળજો હમને કદી.
વ્રજ બાળકો તો એજ માગે હે અમીધર પગપડી,
કદી શ્યામ સુંદર જો મળે, સંદેશ આ પોંચાડજો.
તારા વીયોગે ઝુરતા, વૃજબાળ આ સંભાળજો
તમો હમવતી પ્રભુને વિનવજો હોય જો કદી લાગણી.
વ્રજ બાળકો હે અમીધર એટલોજછે માગણી.
હમે ભેટ ધરિએ શું પ્રભુ ખુદ રદયમાં એ વાસ છે.
આ પ્રાણથી પ્યારૂ વધુ કહો શું અમારી પાસ છે
તે પ્રાણ તન મન શીર સાથે ઝુકતા ચરણો ભણી.
હમદીન જનોની હે અમીધર ભેટ એ લેજો ધણી.
હર પ્રેમ કેરા પુષ્પની, મગને ગુંથેલો માળ આ.
આરોપવા પ્રભુ કંઠમાં આવી ઉભો છે બાળ આ.
પ્રભુ સ્વીકારો હશીકર મુકી શીર શીશું ધણી.
હમ દીન જનોની હે અમીધર ભેટ એલે જો ધણી

૪

નિશ્ચે કરો રામનું નામ, નથી કાંઇ જોગી થઇને જાવું,
નથી ભેખ ભગવો કંઇ કરવો ( ૨ ) ભેગું કરીને ખાવું-નિ૦
જો પુરવે તો ભગવા કરજો, પુરવે ઉજજવળ રાખો,
રખે દુખવો સામા જીવને, સુખ સામાનું તાકો—નિ૦
એક ત્રાજવે સૌ સંસારી, બીજે જોગી લાવો.
કિયા જોગીને રામજી મળીયા, એવો એક બતાવો—નિ૦
કોઇ નાઠા રાંડોને રોષે, કોઇને ન મળી નારી,
કોઇ સ્વાદે કોઈ કરજે નાઠા, કેમ રીઝે ગિરધારી—નિ૦
મહેતો મીરાં ને પ્રહ્લાદ, સેનો નાપિક નાતી,
ધનો પીપો રોહીદાસ કુબો, ગોરો કુંભારની જાતી—નિ૦
ઓડાણો જ્ઞાતિ રજપુતની, ગંગાબાઇ છે નારી.
દાસ થઇને જો રહ્યાં તો, ઘેર આવ્યા ગિરધારી—નિ૦
રંકા વંકા સજન કસાઇ, ભજ્યા રાત ને દહાડો,
કિયા જોગીને રામજી મળીયા, એક એવો દેખાડો—નિ૦

નથી રાખ વિભૂતિ ચોળવે, નહિ ઉંધે શિર ઝોલ્યે,
નથી નારી તજી વન જાતાં, જ્યાં લગી આપ ન ખોળે—નિ૦
જંગલમા મંગળ કરી જાણે, મંગળ જંગલ જેને,
કડવું મીઠું મીઠું કડવું, સમજી વશ છે તેને—નિ૦
પયને ઓથે ઘૃત રહ્યું છે, તલ ઓથે જેમ તેલ,
કહે નરભો રઘુવર છે સઘળે, એવો એનો ખેલ—નિ૦

૫

વ્રજ વહાલા વીઠલજી પ્યારા પ્રીતમજી બાહય ધરીને
ભવ સીંધુથી પાર ઉતારજો. હરિ પ્રભુ સીંધુ-- [તમ તારજો

૬

અલખી તરસ ધર રાધેરે, રાધે કૃષ્ણ રાધે.
કંઠે પરસપર હસ્ત પસારી. રસ ઝુલે જુલે મનોહારી.
મન કલપ્યા કરે રાધેરે રાધે કૃષ્ણ રાધે.
ભીના ભીને પણ તે સુરતી. દૈવ્ય દૈવને તે પણ તે સુરતી.
મતિ નીણયકર રાધેરે રાધે કૃષ્ણ રાધે.—અલખી તરસ ધર-
મયન સરોવર અંદર બનઠન નાચત રાધા નટવર થનગન
ચીત ચીંત વનકર રાધેરે રાધે કૃષ્ણ રાધે અલખીતરસ ધર-
વ્રજવાહાલા મધુ મોરલીવાળા ગોપાળાનંદ લાલાકાલા
માળા કરભજ રાધેરે. રાધેરે કૃષ્ણ રાધે-અલખીતરસ ધર-
શેષ સરસ્વતી પામે તૃપ્તી એ ગુનગાને કેમ થાય તૃપ્તી.
રશના જયકર રાધેરે. રાધે કૃષ્ણ રાધે-અલખીતરસ ધર-
મનહદ નાદે બંસી બાજે એરવ જડ ચૈતન્યે રાજે.
શ્રવણ શ્રવણકર રાધેરે રાધેકૃષ્ણ રાધે-અલખીતરસ ધર
રાજીવ દ્રષ્ટો દ્રષ્ટ રાજીત કલ્પતરૂની કુંજે બીરાજીત
નયન નીરખ કર રાધેરે રાધે કૃષ્ણ રાધે- અલખીતરસ ધર
ઉભય બે ઉભ એકજ એ એ. રસ ઉદધીનો મૃગધર એ એ
અમીકર અમી મય રાધેરે રાધે કૃષ્ણ રાધે-અલખીતરસ ધર
ઈંદ્રિતત્વ મળી પ્રાણ સામેતજ શમરતાં ગાતાં બંધ પડી ભજ
—જયઅમીધર જયરાધે

## ધુન.

જય રાધે જય કૃષ્ણ, જય રાધે જય કૃષ્ણ.
જય કૃષ્ણ જય રાધે, જય કૃષ્ણ જય.
જયરામ જયરામ જયશ્રી કૃષ્ણ જય,
જય મોરલીધર પ્યારે કૃષ્ણ જય.

રશીયા રાધાજીના પ્રાણ, મારા છેલ છબીલા કાન.
મારા છેલછબીલા કાન મોંઘા અંતરના મેમાન-રશીયા-
મોર મુગટ પીતામ્બર પહેરી મુખપર મોરલી ધારી રામ.
વૃંદાવનની કુંજ ગલનમેં ગૌવા ચારે ગીરધારીરામ-રશીયા.

## વીન્તી.

આકાશથી ઉંચા પ્રભુ નીચા અહો પાતાળથી
ડરતા નથી કદી કોઈદીન મહાકાળના પણ કાળથી.
પહોળા પ્રભુ દશ દીશથી વેદો સદા ભણતા ભણે.
નિર બંધ પ્રભુ બંધાય છે કાચા સુતરના તાંતણે.

## સંકટમાં મદદ.

હુંડી સ્વીકારી દેજો શામળીયા વહાલા મારા.
લખી ભરૂસે તારેરે--હુંડી સ્વીકારો--
શેઠીયા બનજો શામળીયાજી એવી છે નાથ મારી મરજી
સેવકની વારે ધાજોરે-હુંડી-

૭

તારો તમો તો તરીએરે. દયાળુ કાના તારો તમો તો તરીયે.
કામ ક્રોધ મત્સર ભારી. તેમાં ફર્યા ભારી ભારીરે-તારો-
તેથી દીલડામાં હમો ડરીએરે. દયાળુ કાના-તારો-
નથી બળ વિદ્યાધન નથી બળબુધ્ધી મન.
કેવળ શ્રધ્ધાથી ધાર ધરીએરે—દયાળુ કાના-તારો
હમો કાષ્ટી પુતળી પ્યારા. તમો સુભ ધાર છો સારા.
ડગલુ ભરાવો તેમ પ્રભુ ભરીએ—દયાળુ કાના-તારો
ચાહે અરજી લ્યો સ્વીકારી ચાહે પ્રભુનાં સ્વીકારી

જોર હમારૂં નથી જરીએરે—દયાળુ કાના-તારો
પ્રભુ તારો ચાહે તો ડુબાવોરે—દયાળુ કાના-તારો-

૮

વીલાપો જાનકીજીના.
બુજેસું લોક લંકાના.
પીછાને કોઇ હનુમાના.
ખરેખર રામજી જાણે
હૈયું હનુમાનનું ચીર્યું.
નિહાળી રામની મુર્તિ.
રહ્દય મારૂ અરિશા છે.
ભલે જોતું ઉઘાડીને

૯

*નાથ વિના સંકટ કોણ નિવારે (૨)
સંકટ કોણ નિવારે, નાથ વિના, સંકટ કોણ નિવારે-(ટેક)
ધર્મ કર્ન અમે નથી કીધાં, આવ્યા શરણ તમારે;
દીનાનાથ વિના પ્રભુ અમને, દુઃખથી કોણ ઉગારે—નાથ૦
દયા ક્ષમાના ગુણ પ્રભુ ધારે. એ વિશ્વાસ અમારે;
મંગળમય પ્રભુ પરમકૃપાથી, પાપ સકળ સંહારે—નાથ૦
દુષ્ટ વાસના દૂર કરીનો, જ્ઞાન વિવેક વધારે;
વિશ્વપિતા વિશ્વેશ્વર અમને, ભવથી પાર ઉતારશે—નાથ૦

૧૦

સાસુ લાડાને માગણી સર્વ માગે.
તથાપી પીતા જે ઘટે તેજ આપે.
તમારા વિના કોનથી રે સ્મર્થ.
તમારી કૃપાથી "મગનનો" પુર્ણ થશે અર્થ.

૧૧

રામ ચરણ સુખદાઇ. ભજ મન રામ ચરણ સુખદાઇરે-રામચરણ
જીન ચરણશે પ્રગટ સુરશ્રી. શંકર શીશ ચઢાઇરે-રામચરણ

જટાશંકરી નામ ધરાયો. ત્રીભુવન તારજ આઇરે–રામચરણુ
ડંડકવન પ્રભુ પાવન કીનો. રૂષયન ત્રાશ મીટાઇરે–રામચરણુ
સોઠાકોર ભીલો કહે સ્વામી કપટી મુગસંગ ધાઇરે–રામચરણુ
જીવનમાનકી ચરણુ પાદુકા ભરત રહે લવાઇરે–રામચરણુ
સોખે વટ કઠીરમે ધોએ તબ હરી નામ ચલાઇરે–રામચરણુ
કપટ સુખવવાલી કો બંધુ તાસીર છત્રી મરાઇરે–રામચરણુ–
રીપુકો અનુજ વીભુષણુ ભેટયો ક્ષણુમાં લંકા પાઇરે-રામચરણુ–
રાવણુ મારી રામધર આપે ઘરઘર બધત બધાઇરે–રામચરણુ–
તુલસીદાશ આશ રઘુવરકા ભાગ બડો જીન પાઇરે-રામચરણુ

## ૧૨

કૌશલ્યા કહેછેરે પુત્ર કયારે આવશો.
જાનકી જીવનછો તમે જાણુ શું જાણુશો
મહેર કરીને મળજો મુજને માયજી
હું બલીહારી જાવું જીવન પ્રાણુજો—કૌશલ્યા
લક્ષ્મણુને તમે રૂડા લાડ લડાવજો
સીતાજીથી દુઃખ શહયુ નવ જાયજો
વનમાં તો વસમું લાગે અતિ ઘણું
એક પલક તો જુગ બરાબર થાયજો—કૌશલ્યા
અયોધ્યા ઉજજ કરે તમ પાયે કરી
કોણુ જનમના પ્રગટયા પુરણુ થાયજો
મારા મનના મનોરથ મનમાં રહયા
જુવો વીચારી અંતર માંહી આવજો
જનક રાજાને જાણુ જયારે જીવનું થશે
કૈકહીએ કાંઇ રૂડું ન કર્યું કામજો
શાકરમાં સીધવરે એણે ભેળવ્યો
રામજીની સર્વે ગઇ છે હામ જો—કૌશલ્યા.
એવું કહેતાં આંખે આસું આવીયા.
ધારણુના રહી ધુજવા લાગ્યુ તનજો
ગુણુસાગર જ્ઞાનીમાતાજી છો તમો.
હરક શોક ના મટે તમારે તનજો—કૌશલ્યા–

દંડવત કરીને આગે આપ ઉભા રહ્યા
માતાજીને મન વીમાસણ થાયજો
ભકિત દાસની સ્વામીને ભાવે ભેટજો.
ત્યારે મગનના દુઃખ દરિદ્ર જાયજો-કૌશલ્યા—

૧૩

લાલ વ્હારે ચઢો તો વહેલા આવજોરે.
સાથે ત્રીકમ છોગાળાને લાવજોરે—લાલ
લાલ ભુખ્યાને ભોજન લાડવારે
એવા ભરાયે ઘીના ગાડવારે—લાલ
ભરદરીયે ડુબેલું એક વાહાણુ છેરે.
પ્રભુ તમો તારો તો કેટલીવાર છેરે—લાલ
દેશ ગુજરાત મધે એક ગામ છેરે-
રાય રણુછોડજીનું એક ધામછેરે—લાલ.
ઔને દેવ દેવીની માનતારે
મારે ત્રીકમ છોગાળાની માનતારે-લાલ.
ગુરૂ ગાયરે ગોપાલ રશ પાનીએરે-
ગોરસ પીધો કાનુંડે વરદાનીએરે-લાલ.
ગોરસ પીધો મારા પ્રેમી બાળુરે-લાલ.

૧૪

અરજી લેજો ગીરધારી ઉરધારીરે.
મુને લેજો મોરારી ઉગારીરે—અરજી
આપ શેઠ સ્વામી હું છું રંકરે હરિ;
કૃપા કરો કૃપાપતીજી ખંતથી ખરી.
એવું જાણી ના દેશો વીસારીરે—અરજી
કંસ દાસી કુબજાને કીધી પ્યારી છે;
વેર ભાવવારી પુતનીને ટાળી છે.
એવી તારી હજારો નરનારીરે—અરજી
અમીધર આનંદ નંદનંદ આપજો;
વાત શુણી નાથ શીર હાથ થાપજો.
વારેવારે જાવું બલીહારીરે--અરજી

૧૫

*સંકટ સર્વે હરો, ભવપતિ સંકટ સર્વે હરો-( ટેક )
અપરાધો અતિશય મેં કીધા ( ૨ )
અનુગ્રહ પૂર્ણ કરો-એ હાં અનુગ્રહ૦—ભવપતિ૦
અનન્ય ભાવથી રાખું તમારો ( ૨ )
આશ્રય એક ખરો-એ હાં આશ્રય૦—ભવપતિ૦
કર જોડી હું વિનતિ કરૂં છું ( ૨ )
તે પ્રભુ ચિત્તે ધરો-એ હાં પ્રભુ૦—ભવપતિ૦
કરૂણા દૃષ્ટિથી મુજ હૃદયે ( ૨ )
પ્રેમળ ભકિત ભરો-એ હાં પ્રેમળ૦—ભવપતિ૦

૧૬

લટકારા મંદીરીએ આવ્યા લટકે મોહી રહી છું
છોગાળા મંદીરીએ આવ્યા. ઝગમગ જોઇ રહી છું
પાતળીયા મંદીરીએ આવ્યા. પ્રેમમાં મોહી રહી છું
લટકેથી આવે વાહલો. લટકેથી જાવે—
લટકામાંહી સમજાવે સામાસામી જોઇ રહી છું—લટકારા
હરતાને ફરતા હીરલો લાદયો.
સ્વપનામાં જાગી સારી રાત સાદડીમાં સોઇ રહી છું—લટકારા-
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
હરીભજીને થઇને હાલ ભવદુઃખ ખોઇ રહી છું—લટકારા

૧૭

જસોમતીના જાયારે શ્રી કૃષ્ણચંદ્ર આવજોરે.
પ્રભુ પધારી કરજો સેવકને સહાયરે—જસોમતીના

સાખી.

ભવસાગર દુસ્તર અતી ધુધવતો ચઉઓર
કર્મકીસ્તી બુરાડવા કરજો જાજું જોર
ભવહરીયે ભુલોપડયો નાગર નંદ કીશોર
શું કાનને સાચવવારે બની શુકાની આવજોરે—જસોમતીના

૧૭

## સાખી.

ડગમગ ડોલે નાવડી નાશ ઘડીકમાં થાય
સુરતમુકી સ્થાનની અવળે મારગે જાય.
ખડકોમાં ગસડાયછે જીવ બહુ ગભરાય
રકમ માગે તે બતાવોરે સદગુરૂ સાથ આવજોરે—જશોમતીના

## સાખી.

બહુ જુનીછે નાવડી નાશ ઘડીમાં થાય
અધોગતિમાં જઇ પડું બીરૂદ તમારૂં જાય
ભીડ પડે ત્યારે ભક્તને પ્રભુ બેસી ના રહેવાય
મારા સાચાના સંગાથીરે મારા જનમ જનમના સાથીરે
વ્રજબાળ આવી ઉગારજોરે—જસોમતીના—

૧૮

હરીમારૂં અંતર સુધ કરોરે
હરીમારી નીરમળ બુધ્ધી કરોરે
હરી મુને પ્રપંચ વિસરાવોરે
મુજ મનનીજ છબી લોભાવોરે
હરી હું તમને ભાવું એવી કરોનેરે
હરી મારા તનમન તાપ શમાવોરે
હરી મારી દુરમતી દુર કરોનેરે
હરી અંતર ભક્તિ ભાવે ભરોનેરે
હરી મુજને નીજ છબી લોભાવોરે
નીજદીન સતસંગ નીભાવોરે-
હરી મારી ચીત ચરણોમાં રાખોરે
દયો તમારો શ્રીમુખે ભાખોરે-
હરી તમારા દાસ મગનને સહાય કરોરે-
હરી મુજને નીજ છબી લોભાવેરે-
હરી મારા ગુરૂબાબુની છબી લોભાવોરે-હરીમારૂં

૧૯

વાહાલા વ્રજનાથ વશીલોછે તારોરે-
સાચો સ્વામી સદાનો હમારો—વાહાલા

નારાયણુ શ્રીવૈકુંઠ વાસીરે
દેવો દેવી ત્હારા દાસને દાશીરે—વાહાલા.
સાચા રાજારૈયત અમો પ્રભુ તારારે
સાચા પ્રભુજી આપ આ પ્રજાજ તમારીરે
સ્વામી સેવકોને લ્યો સુધારી—વાહાલા
આપથી આ જીવન મગનનું નભ્યુંછે
આપ્યું આપે જગતને બધુ સારૂંરે
પ્રભુજી સેવામાં નીરદીન રહુંરે—વાહાલા

૨૦

મારા નાથને ઘણી ખમ્મા  એ પુરણુ પુરૂષ પરિબ્રહ્મા
નિયમીતછે એની વ્યવસ્થા  ફેર પડે નહિ કાંઇ—મારા નાથને
ડહાપણુ તકેતકે  કરીને  એની કારીગરી માંહી.
મોટા સુનીવર મુનીવર સ્થંભ્યા—મારા નાથને-
સાચી ભક્તિ સીવાએ નાથ નરીજે  પતિજ પ્રભુને મને પાકી
સ્વાર્પણુ ભક્તિની સેવા સ્વીકારી.  નાથ મીટાવે નકકી
આ અઘટીત ધમ ધમ્યોરે—મારા નાથને
કઠોર રદયના કંઠ હો મારા  મગન કરંતું ભકિત પાકી
તો પણુ ક્રોધ કરે કૃપાકર  તોએ પ્રભુ ના વીસરીસ બાકી
જેને સેવી રહ્યાછે મારા બ્રહ્મા—મારા નાથને
કોમળતાની હદ એ અરજી  બાબુ વદી ગયા વેદો
ખુલ્લા પગે ચાલે તો ખુંચે  કરી ગયા સર્વે લેખો
જેને સેવેછે શીવ જગ દંબા—મારા નાથને
વીધીના લેખોમાં કોઇએ ન જાણ્યું,  જાણ્યું મારા નાથ હરિએ
તે કરતાં જાણ્યું થોડું મારા બાબુ ભાઇએ—
હવે કોની કહો મારે તમ્મા—મારા નાથને
પ્રભુ પદ કમળો મુજઉર કમળે  રાખી રીતે મન ગમતી
હલકો મધુરો હાથે ફરવતાં  છાનું મીઠું મુખ જપતી
અમીધર પીયુ પીયુ તમ્મા—મારા નાથને ઘણી ખમ્મા

૨૧

જો તુમ તોડો પ્રભુ  હમ નહિ છોડે
તોડી તોડી  પ્રીતો  સૌ સાથે તોડી

૧૨

જોડી જોડી જોડીપ્રીતો કૃષ્ણુ સંગે જોડી-જો તુમ
તુમ ભયે તરૂવર તો હુમ તોરે પંખીયા
તુમ ભયે શરોવરતો હુમતોરે મછીયા—જો તુમ
તુમ ભયે મેઘા પ્રભુ હુમતો રે મોરા
તુમ ભયે ચંદા પ્રભુ હુમતો ચકોરા—જો તુમ
તુમ ભયે સોના પ્રભુ હુમતોરે સ્વાગા
તુમ ભયે મોતી પ્રભુ હુમતોરે ધાગા—જો તુમ
બાઇ મીરાં કહે પ્રભુ બ્રીજકે કનૈયા
તુમ ભયે ઠાકોર પ્રભુ હુમતોરે દાસીયા—જો તુમ

૨૨

દામોદર દુખડાં કાપોરે--બળવંતા બેલી,
નંદલાલ નિજાનંદ આપોરે--બળવંતા બેલી.

વહાલાજી હું તો પળ પળનો અપરાધી (૨)
ભરેલો આધિ વ્યાધિરે--બળવંતા બેલી.

વહાલાજી હું તો તમારા બળથી ગાજું (૨)
જાણોછો કહું શું ઝાઝું રે?--બળવંતા બેલી.

વહાલાજી જેવો તેવો છું તોએ તમારો (૨)
આધાર અવર નહિ મારોરે--બળવંતા બેલી,

વાહાલાજી મારૂં જોર નથી જો તરછોડો (૨)
શું રૂડી કરે મકોડોરે ?--બળવંતા બેલી.

વહાલાજી શ્રી મુખ પોતાનો કહોછો માટે લાડુ(૨)
બીજું બળ કયાંથી કાઢું રે?—બળવંતા બેલી.

દયાના પ્રીતમ પાણિ ગ્રહ્યો છે તો નિભાવો (૨)
મારે દાસપણાનો દાવોરે—બળવંતા બેલી.

૨૩

સ્યામ મારા મંદરીઆમાં આવતા રહો
આવતા રહો મનમાં ભાવતા રહો—સ્યમા મારા

## સાખી.

અલબેલાઆ અંગની સઘળી શોભા આપ
શોભાને શોભાવવા જપુ તમારા જાપ
રટણુ કરૂં છું રાતદીન પ્રીય નામનું
પ્રેમની પ્રીતી એની ભાવતા રહો—શ્યામ મારા--

## સાખી.

બાળક બુધ્ધિ વીશ્વ છે આપ વીશ્વના બાપ
આપના નામની ઐાષધી રૂદીએ રાજે કાપ
સઘળે સમાન તો તે આપને આધીન છે
ભક્તોને લાડ લડાવતા રહો—શ્યામમારા
મગન ભક્તને અહોનીશ સહાય રહો--શ્યામમારા

૨૪

ચટપટ ચેત હેત કર હરી શું મર્ણું ભમે છે માથેજી
ધામ ધરાધન સુત ધણીઆણી સેવકના આવે સાથેજી--ચટપટ
હોયે લાખ તે રાખ બરાબર તેમાં કાંઈ તારૂજી
ધન સાચો પણુ ધર્મ ન સાચો કાં જન્મારો હારોજી-ચટપટ
મોટા પણાનું માન ભરાવ્યું જેથી કાંઇ નવસુંજેજી.
યમના કીંકર જોશો ત્યારે થરથર કાયાકંપેજી--ચટપટ
કરસત સંગ હોયચીત નીળમળ રંગ રૂદીયામાં લાગેજી
કહેમગન ભગવત ભજી લે તો ભવનો ભય ભાગેજી-ચટપટ

૨૫

જીવપ્રભુ ચરણે ચીત ધારી.
કર જન્મ્યું જીવ્યું જીવકારીરે-જીવ
ચરણુ શરણુ વીણુ જન્મ મરણુ.
નર પસુસમ ગણુનાતારી
આ શરણુ શરણુ તરણુ તારણુ
ભજવાલમ કુંજ બીહારીરે-જીવ
ફંડ છંદમાં ફરશી અંધ કરી

બંધ મોક્ષની બારી
નંદનંદ આનંદ કંદ વ્રજચંદ
ભક્તિ કર ભારીરે-જીવ
ગોકુલધર જય બંસીધર
ધરગોપી વર ગીરધારી
વૃદ્રાધર વ્રજધર અમીધર
ભજભુદર ભવ ભજહારી-જીવ

૨૬

દુઃખીના દીલની પીંડા કવણુને કહીશ પંખીડા
કહેતો દુઃખીને કહેજે બીજાને શું પડી છે તે.
સુખી કાંઈ મોજમાં મસ્તાન દુઃખી કાંઇ શોકમાં બેધ્યાન
કહે મગન સર્વેને તમે તો રામ રટણુ કરીલો.
ભુખ્યાને ભોજનતો આપો. દુઃખીને સુખી કરીદો

૨૭

ભગવતને ભજી લેનેરે ખટપટને તજીદેનેરે-હેમનવા ભગવતને-
ભાઇ તારે માથે ભારી બધી છે જવાબદારી
ઉરમાં ઉતારી ધારી લે લેરે હેમનવા ભગવતને
નથી કાંઈ એ ને તારૂં માને કેમ મારૂં મારૂંરે
એવું સમજે તો સારૂ છે છેરે હેમ નવા-ભગવતને
સત સંગ સેવા કરી લે ભજનનું માથુ ભરીલે
જેથા ભવ સાગરને તરી લેનેરે હેમ નવા-ભગવતને
શીખામણુ સાંભળ છેલી. હવાની હવેલી મેલી
શ્રી કૃષ્ણુજી અંત બેલી. એછેરે હેમનવા-ભગવતને-
મગનલાલ કહેભાઇ. પ્રભુને ભજી લેનેરે-ભગવતને-

૨૮

મને મળીયા શ્રીરણુ છોડરાયારે તેથી સફળ થઇ છે મારી કાયા
કાયા સફળ થઇ માયા ઢરીગઇ દુઃખ સહુ દુર પળાયારે.
મમતાને મોહમત્સર આદીકરીપુ નાઠા થઈને રધવારે-તેથીસફળ-

ભયનો ભવ ભાગ્યો સમુળો. કામ ક્રોધ કલેશ કપાયા
વિષયોના વનમાં મહાદેવ લાગ્યો જન્મમરણ અટપાવ્યો-તેથીસફળ-
ચત્રભુજે મારૂ ચીતડું ચોર્યું કરૂંણા કરી હરીયારે
મનડાના મળ સહુ દુર કરીને તેમાં પરમેશ્વરપધરાવ્યારે-તેથીસફળ
નીજ જનને ભવરણથી છોડાવે મહા રણછોડરાય કહેવાયા
સોના તણી પુરી દ્વારીકાજીને બોડાણા સંગે પળાયારે-તેથીસફળ
ચીંતામણી રૂપચર્ણજ એમના તેવા જયશ્રી ગુરૂરાયા
શ્રી દાસોનોદાસ મગન કહેછેરે આજસાચાપ્રભુજી ઓળખાયારે-તેથી
-સફળ

૨૯

હરવે હરવે હરવેહરજી મારા મંદીરીએ આવ્યારે
મોટે મોટે મોટે મેંતો મોતીડે વધાવ્યારે—હરવેહરવે
કીધું કીધું મુંજને કાંઇક કામણ કીધુરે
લીધું લીધું મારૂં ચીતડું ચોરી લીધુરે—હરવેહરવે
જાગી જાગી હુંતો પ્રભુમુંખ જોવા જાગીરે-
ભાગી ભાગી મારી ભવની ભાવટ ભાગીરે—હરવેહરવે
પુંલી પુંલી પુંલી હુંતો હરીમુખ જોવા પુંલીરે
ભુંલી ભુંલી ભુંલી હુંતો ઘરનો ધંધો ભુલીરે—હરવેહરવે
પામી પામી પામીહુંતો પ્રેમ પદવી પામીરે [ હરવેહરવે
મળીઓ મળીઓ મળીઓ મુંજને મેતા નરસૈયાનો સ્વામીરે

૩૦

શ્રીજી કરેસો ભલી કરેંગે; કયું મનમેં ગભરાતા હય—(ટેક)
ચિંતા તજો ભજો નંનંદન, ઇતઉતકું કયુ ધાતા હય-શ્રી૦
જેને પિંડ પ્રકાશ કીયો હય, સોઇ અન્ન પહોંચાતા હય-શ્રી૦
ભાગ લિખ્યા સો નાહીં મીટેગા, હાલ નાવહીં જાતા હય-શ્રી૦
આયો હય સુંકૃત કરનકું, પાપપંથ કયું ધાતા હય-શ્રી૦
આયો હય વેપાર કરનકું, ઉલટા મૂલ ગુમાતા હય-શ્રી૦
યાતે મત ભૂલો તુમ પ્રાણી, એ સબ તનક તમાશા હય-શ્રી૦
ભાઇબંધ સબકુટુંબ કબીલા, એ સબ જુઠા નાતા હય-શ્રી૦
યાતે ભજીલે પુરૂષોત્તમ, જમકે દંડ છોડાતા હય-શ્રી૦

## ૩૧

મારા શ્યામ ચરણુ નારે ભોગી સીનસન કાદીક જેવાજોગી
મનમાં વિચારીરે પ્રીતે એણેકરી કામાદ કરી પુજીતે
ધ્યાનમાં નખમણીરેદેખે જીણીજીણી આંગળીયુ નીરખે
જુઓ ચીતું જમણે અંગુઠે બીજેન રાચે ભાગે જુઠે.
રૂષીગણુ પુંજેરે આનંદે ભવ બ્રાહ્મા દીકની ત્યઉઠીવંદે
મગન ભંભારે મનમાં વળી પુજ્જુ ગોપાલ વંદ્રાવનમાં
કુંચનેકુંમ કુંમરેઅમારી ઉરપર રાખે વૃજનીનારી
ઉપની ષદનોરે સાર પ્રેમ સખી કરી રાખે ઉરહાર

## ૩૨

ઇતના તોકરના શ્યામીહુય જબપ્રાણુ તનસેં નીકળે.
ગોવીંદ નામ કહીકર ફીરપ્રાણુ તનસેં નીકળે.—ઇતના.
શ્રી ગંગાજી કાતીહો. યાજમુનાજીકા બીહો.
ઓર સાવરાનીકટહો ઇતના તોકરના શ્યામીહુય—ઇતના
શ્રી વંદ્રાવન કાસ્થળહો મેરે મુખમાં તુલસી ધરહો
વીશ્નું ચરણુ કાજલહો ઇતના તોકરના શ્યામીહુય—ઇતના
સીરસોહુના મુંકુંટહો મુખડે કાળીલટહો
એહી ધ્યાન મેરે ઘટહો ઇતના તોકરના શ્યામીહુય—ઇનતા
સનસુખ શ્યામળા બેઠાહો બંસી કાસુરભ રાહો.
તીરછા ચરણુ ધરહો લાઇ. ઇતના તોકરના શ્યામીહુય—ઇતના
જબ કંઠપ્રાણુ આવે કોઇ રોગ નાસતાવે
યમદર્સના દીખાવે ઇતના તોકરના શ્યામીહુય—ઇનતા
ઉશવકત જલદીઆના મુજકુન ભુલજાના
નેપુર કીધુ નસુંનાના—ઇતના તોકરના શ્યામીહુય—ઇતના
મેરાપ્રાણુ નીકળે સુખશે તેરા નામ નીકળે મુખશે.
બચજાવુ ગોર દુખશે-ઇંતનાતો કરના શ્યામીહુય
યહનેકસી અરજ હય માનોતો કયાહર જહે
બીજ બાલકી ગરજ હે ઇતના તોકરના શ્યામીહુય-ઇંતના.

૩૩

આજ તો ઓધવ આવ્યા  આજ તો ઓધવ આવ્યા
સંદેશો શ્યામનો લાવ્યારે  ઓધવજી હમોને રીઝાવ્યા
વાહાલેતો વીસારી મેલ્યારે  ઓધવજી હમોને તો વીસારીમેલ્યા
વાહાલેતો  વીસારીમેલ્યા  તેડીને તરછોડી મેલ્યા.
દીલથી ઉતારી મેલ્યારે  ઓધવજી હમને-વહાલેતો
કાળી કુબજા કામણગારી  કામણગારી વશ કીધા વનમાળીરે.
જેની સાથે લાગી તારીરે-ઓધવજી હમને વાહાલેતો—
વૃંદ્રાવનમાં રાસ રમતાં  ભેગા બેસી ભોજન જમતાં
હવે અમે નથી ગમતાંરે  ઓધવજી હમને-વાહાલેતો
જમુનાજી હું ગઇતીપાણી  પ્રેમ પીડા ભરીઆણી.
ઘેલીથઇ હું આવીરાણીરે  ઓધવજી હમને-વાહાલેતો-
કાનુડાએ કામણ ગારો  રસ ભર્યો ને રૂપાળો
આંખલડીનો કીધો ચાળોરે  ઓધવજી હમને.--વાહાલેતો-
મીઠાના સ્વામીને કહેજો  એકવાર વ્રીજ આવે.
મળે તો મગન થઇએરે  ઓધવજી હમને-વાહાલેતો

૩૪

ભક્તને આધીન છે ભગવંત  એ કોને મુકે છે વીસારી
ઉંડા અંતરના ઉમળકે બોલાવેતો  ત્યાં જઇ આવે છે યારી-ભક્ત
અહલ્યા પડીપડી શીલા રહી  પછી અંતર ઉઠી પોકારી
ચરણ કમળનો સ્પર્શ કરાવ્યોતે  શીલાની થઇ તે સુનારી-ભક્તને
શવરીનાબોર સુદામાના તાંદુલ  હેતે આરોગ્યા મોરારી
ભકતવીદુરજીની ભાજી આરોગી  ને કૌરવથાળ અહારી-ભક્તને
ઝેરની પ્યાલીમાં અમૃત આપ્યું  જયાં મીરાંએ હોઠે ઉતારી
એકની ચાર મીરાં જુવેરાણા  જયાં મારવાકાઢી કટારી-ભક્તને
બોડાણા બોલથી ડાકોર આવ્યાથી દ્વારકા સુની બીચારી
મહેતાનરસીયાની હુંડી સ્વીકારીને  શામળશા થઇ આવી-ભક્તને
માત પીતાને ઉગારી લીધા  પણ પહેલે કેલૈયાને મારી
કંકોત્રી કહો કોને લખી. જયારે પરણાવી ઓખા કુમારી-ભક્તને

૩૫

હમારી રાહના જોશે હમો સંગી તમારાના
પડો પંથે તમારા તે હમારી રાહ ન્યારી છે
તમારી રાતડી જ્યાં ત્યાં હમારો સુર્ય મધ્યાને
પછે સંગાત શી રીતે હમારી રાહ ન્યારી છે
હમારે મારગે કાંટા છે જુની ભાગી તુરી પગથી
વળી સીંહો વળી વાઘો હમારી રાહ ન્યારી છે
તમારી પુષ્પની સૈયા તથા ગાડી અને ઘોડા
હમારે નહી બીજું સાધન હમારી રાહ ન્યારી છે
તમારે તો બધુ જોઇએ યસો કીર્તિ વળી ઐશ્વર્ય
વદે સંતો જુદીઇથી હમારી રાહ ન્યારી છે
છતાં કાને ન સાંભળવું છતે નયને નહિ જોવું
છતે ચિતે નહિ ચીંતવન હમારી રાહ ન્યારી છે
છતા બે કહેવું એકજ એ હમારી રાહ ન્યારી છે.
છતા રાત્રે નહિ લડવું છતા રદયે ન કંઇ કરવું
બાબુભાઇ એજ હીંમતથી હમારી રાહ ન્યારી છે.

૩૬

હમે તો છૈયે કૃષ્ણજીના ઘરના હમે તો ગુણ ગાઇશું રાધાવરના
હુકમ હમો હજુરનો શીર ધરીએ પગે પડી વાહાલાજીને વરીએ
—અમે તો

હજુરથી દુરપરના રહીએ કહેવાનું તે હજુરશ્રીને કહીએ
રાખે જેમ કૃષ્ણજી તેમ રહીએ સામળીયા વિના બીજા નવ ચાહીએ
—અમે તો

સેવી શામળા ને સુખી થઇએ શ્રીવર છોડી નવકાંઇ જઇએ
વહાલો ભગવાન વસ્યો હવે તેથી ખેલી સુખ સર્વે લઇએ
—અમે તો

૩૭

લેહ લગાડી રામને જપો, જાવું છે મરી;
જાવું છે મરીરે, કાયા જાશે પડી-લેહ૦
ઘણે કષ્ટે પિંડ બંધાણો, ગર્ભમાં ધરી (૨)
માંડ કરીને મનખો પામ્યો, ચોરાશી ફરી-લેહ૦
ઉંચાં મંદીર માળીયાં, તારાં રહેશેરે પડી(૨)
એવી રૂડી મનખા દેહ તારી, ધુળમાં ઢળી-લેહ૦
તેડાં આવ્યાં શ્રીરામનાં, જાવું કષ્ટની ઘડી (૨)
જમ આવ્યે તારૂં જોર નહિ ચાલે, બાંધશે જડી-લેહ૦
સગાં સર્વે વીંટીને બેઠાં, મરણની ઘડી (૨)
કાઢો કાઢો સૌ કહે, એને રોકોમાં ઘડી-લેહ૦
સંતની સેવા હરિની ભક્તિ, વાત છે ખરી (૨)
શ્રીહરિ કહે રઘુવર સમરો, જાશો તરી-લેહ૦

૩૮

દીના નાથદયાળ નટવર હાથ મારો મુકશોમા
હાથ મારો મુકશોમા હાથ મારો મુકશોમા-દીનાનાથ
આ મહા ભવસાગરે ભગવાન હુ ભુલો પડયો છું.
ચૌદલોક નીવાસ ચપળાકાન્ત આતક મુકશોમા-દીનાનાથ
ઓથ ઇશ્વર આપની સાધન વિષે સમજુ નહિ હું.
પ્રાણપાલક પુતળાઇ સંખ આખર મુકશોમા-દીનાનાથ
માતતાત સગા સહોદર જે કહુ તે આપ માહરે
હે કૃપા માનના સરોવર દાસ સારૂં ચુકશોમા-દીનાનાથ
શરણુ મગનલાલનું ચરણુ હે હરીનામ તારૂં
દુઃખ વખતે હે હરી જન તમો સતસંગને મુકશોમા-દીનાનાથ

૩૯

મોહન ખબરીયાં લેજો મારી-હરીહરી
પળપળ ખબરીયાં લેજો-હરીહરી
સુરતા ભુલાવોના તમારી હરીહરી-મોહન-
વહાલમ દેશોના વિસારી ફરીફરી

હવે ના સતાવો કહું કર જોડી
રહયો ભવરોગથી હું હારી મરીમરી-મોહન-
તમને ભજીને ભવસાગર ઉતર્યા
જનકોટીશાના સંસારી તરીતરી-મોહન-
અગણિત નરનારી તારી ઇશ્વર
કૃપાતમો હિતકારી કરીકરી—મોહન-
અમીધર અરજીથી પાર ઉતારો-
મીઠી નજરીએ પ્રાણ પ્યારી ભરીભરી-મોહન-

૪૦

સુણો સુંદરશ્યામ એમ ન ઘટે તમને હો દીનાનાથજી
મારા પ્રાણ આધાર જેમ રાખે તેમ રહીએ વચનને સાથજી-સુણો
સુંદરશ્યામ
હવેતમ સારૂ રહયામેણા વાલમ મુખના સુણવાનેવેણા
મારા નાથ તૃપ્ત કર્યા નેણા—સુણો સુંદર શ્યામ
આવી પ્રીતકરી શાને આગે દુધ દેખાડીને મારી રક્ષા ડાંગે
પછી તેને તો કેવું લાગે—સુણો સુંદરશ્યા મ
એમલોક લાજ કુળની લોપી હમો ગીરધરના કહાવ્યા ગોપી
એમતમ કારણ ટોપી પહેરી—સુણો સુંદરશ્યામ
તમને દયા આવે તો દરશન દેજો નહિ તો અખંડ અંતરમાંરહેજો
વૃજબાળાના શ્યામીને એમ કહેજો-સુણો સુંદરશ્યામ

૪૧

તારો તમે તો તરીએ દયાળુ કાના તારો તમો તો તરીએ
કામ ક્રોધ મત્સર ભારી તેમાં ફાવ્યાભારી ભારીરે
તેથી દીલડામાં હમોડરીએરે—દયાળુ કાના
નથી બળ વિદ્યાધન નથી બળ બુદ્ધીમન
કેવળ શ્રદ્ધાથી ધીર ધરીએરે—દયાળુ કાના
હમેકાષ્ટ પુતળીપ્યારા તમે શુત્રધાર છો સારા
ડગલું ભરાવો તો ભરીએ—દયાળુ કાના

ચાહે અરજી લ્યો સ્વીકારી ચાહે પ્રભુના સ્વીકારી
જોર હમારૂં નથી જરીએરે—દયાળુકાના
ગોરધનજી તારો તોએ ચાહેતો ડુબાડો તોએ
હમે ફસેલા પ્રમારીએ—દયાળુકાના

૪૨

આજ કાલ હમે જઇશું ઉડીરે પરદેશી પંખી
પ્રેમ પાંખો માયા મુંકીને જઇશુંરે પરદેશીપંખી
એક તરૂપર માળા બાંધી વાશ હમેનર વસીએરે
દીન પ્રતીદીન નવલ વૃક્ષમાં ઘડી વીશરામ લઇ સંચરીએરે—
પરદેશી પંખી
તોપણ હમને સ્વાર્થી માનવ દુઃખદે દહાડી દહાડીરે
મારી કાંકરી ઘાંટાપાડી અમનેદે પાપી ઉડાડીરે—પરદેશી પંખી
ભલુથાવો આબાદ રહો સહુ સજજન દુરજન પ્રાણી—
સરવે મળજો એવી આશીરવાદની વાણીરે—પરદેશી પંખી
દેશ હમારો દુર રહયોને શમય પોંચીયો પાસેહરી
ધણીએ મોકલ્યા અહીં આવ્યા તો હવે અમે ઉડીએ આકાશરે
—પરદેશી પંખી
બોલ્યુ ચાલ્યુ માફ કરજો રહેમ રંક પર લાવીરે.
પ્રભુ મોકલશે તો વળી કોઈદીન કહેશું શંદેશોઅહીં આવીરે
--પરદેશી પંખી
લ્યો હવે સંતો રામરામ છે જયશ્રી કૃષ્ણ જયસ્વામીહરી
તુંહી તુંહીં નાથ વ્રજબાળ દેવા તુંહીં તુંહીં નામ અનામીરે
--પરદેશી પંખી

૪૩

શ્રીનાથજી આવજો અંતે લેવા
શક્તિ હોય કે નાહોય કહેવા૦ શ્રીનાથજી
કયાં કયારે અને કેમ છે મરવું
જાણે કોઇને પણ કયાં છે ડરવું
આતો છે સઘળું પરહરવું--શ્રીનાથજી

પીડા મૃત્યુની સર્વેથી ભારે
હાલે નામ લેતાં હામહારે
ક્યાંથી થાય ઉપાય તે ત્યારે--શ્રીનાથજી

તારા જનથી યમો થરથરે છે
દેવો એ તેની સેવા કરે છે
તારા પાછા નભવમાં ફરે છે--શ્રીનાથજી

અંતે હરજો તાપો અને ત્રાસો
જાતે આવો કે મોકલો દાસો
માગુ તારાજ લોકમાં વાસો--શ્રીનાથજી

સેવાના પહાડો હાલથીએવા
દેજો એજ ત્યાં અનુનાદેવા
વાટ જોશોમાં ત્યારે આ કેવા--શ્રીનાથજી

૪૪

કાનુડે અમને કરીયાં કામણુ કંઈ કંઇ કંઇ
જ્યારે જોવું ત્યાં નજરે નીહાળુંરે-
નાથવિના બીજુ નહિ નહિ નહિ-કાનુડે-

ઘરને બહારમાં તો ઘડીએ નગોઠેરે
ઘેલુડી બની હું તો ગઇ ગઇ ગઇ-કાનુડે

ચટકને લટકે મારૂં ચીંતડુ ચોરીને
લટકે લીધુ છે વાહલે લઈ લઇ લઇ-કાનુડે-

દાસી દયાળુની હુંબીન દામની
હારી થાકીને હવે થઇ થઇ થઇ-કાનુડે

પ્રેમ કુવામાં પાસી વરતને વાઢયોરે
દીલથી દીલાશો હમને દઇ દઈ દઇરે-કાનુડે

અમીધર ઉરમાંહી વસી હસીનેરે
છબી છબીલાની રહી રહી રહી-કાનુડે

૪૫

તોફાની દરીએ નાવ તમારૂં ગોથા ખાયરે
મસ્તાની દરીએ નાવ તમારૂં ઝોલા ખાયરે–તોફાની
માયાપીસુતો શું મુરખ જાગી કરો ઝટ સહાય
પાપી પવનના ખાઈ પછાડા ભલે જઈને ભરાયરે–તોફાની
મહા સાગરતો માપી આવ્યા ખાડે ખુચે જાય
લખચોરાશી અંદર કીધા ફોગટ ફેરો થાયરે–તોફાની

૪૬

ભકતોની ભીડે કયાં ન આવ્યોરે, હુંતો ભકતોની૦
એમ કહે છે શ્રી રણછોડ રાયોરે, હુંતો ભકતોની૦
કબીર સારૂં હું તો વણઝરો થઇને (૨)
પોઠ ભરીને ઘેર લાવ્યો રે, હુંતો ભકતોની૦
[illegible] મેં ખેતી નીપજાવી (૨)
ઘઉંનાં ગાડાં ભરી લાવ્યોરે, હુંતો ભકતોની૦
સેના ભગત સારૂ સન્મુખ રહીને (૨)
હું સેનો નાવી કહેવાયો રે, હુંતો ભકતોની૦
પ્રહલાદની મેં તો પાળી પ્રતિજ્ઞા (૨)
સ્થંભમાં વાસ કરાવ્યો રે, હુંતો ભકતોની૦
નામદેવ સારૂ મેં મારેજ માથે (૨)
ઘરનો છાપરો છાયો રે, હુંતો ભકતોની૦
દામાજી સારૂ સામો મહારાજ થઇને (૨)
ભરણું ભરીને પોંચ લાવ્યો રે, હુંતો ભકતોની૦
નરસિંહ મેતાને માંડલિક મારવાને આવ્યો (૨)
કેદારો મધ્યરાત્રે લાવ્યો રે, હુંતો ભકતોની૦
કુંવરબાઈનું મેં પૂર્યું મામેરૂં (૨)
મેં સૌનો કર ચઢાવ્યો રે, હુંતો ભકતોની૦
દાસ નારણસિંગ કહે કરૂણા કરીને (૨)
કૃષ્ણજીએ કર મારો સાહ્યો રે, હુંતો ભકતોની૦

૪૭

લાગી  લગન મુને તારી રે કનૈયા લાગી લગન મને તારી
શુધબુધ સઘળી વિસારી—કનૈયા—
મુરતી રસીલી મોહનવર તારી હું જાવું બલીહારી
હાસ્યદીપી રહ્યુ છે મનોહારી—કનૈયા
જમુના કીનારે જ્યારે મોરલી વજાડી સંભળાએ દહાડી દહાડી
તુજને જોવા મળી છે વૃજની નારી—કનૈયા
વૃંદ્રાવનમાં રાશ રચાવ્યો ગોપીને મન ભાવ્યો
રમ્યા સોળશેં ગોપીને ગીરધારી—કનૈયા
સોળ સહસ્ત્ર ગોપીઓમાં ખેલે કનૈયો એ નંદ કેરો છૈયો
તો એ કહેવાયો બાળ બ્રહ્મચારી—કનૈયા
સરદપુનમની સુંદર ચંદની શી શોભી રહી રજની
શ્યામ રાધે રાસ ખેલે સુખકારી—કનૈયા
વીઠુલનાથ વૃંદ્રાવનમાં વશેલો અખંડ રાશ ખેલો છો
નાથ છોરૂંને દેશોમા વીશારી—કનૈયા.

૪૮

મારા શાચા શગા શ્રી વરજીરે
આ દીન દાસીની અરજી
મારા પ્રાણ પ્રભુ શ્રી વરજીરે
આ દીન દાસીની અરજી
લક્ષચોરાસી ફેરા ફરી હું
નટવત હો નટવરજી
પ્રસન્ન થયા હોતો મુખ માગ્યું
આપો મુને મન હરજી—આદીન
મેવાસમેંવાસના સર્વે વરજીરે
તમારી માયામાં દેવોનેદાનવ
મોહયા મોટા મુનીવરજી
તો મારૂં બળ શું ચાલે પ્રભુ—આદીન
હું અબળા અનુ ર ર જી
હવે ચરણે લ્યો મુનીવરજી

દોષ નથી કાંઇ મારો દેવા
સીદતમે મુરખ સરજી—આદીન
ચલાવો તેમ હું ચાલું છું
તો એ ગણી કાઢીમુને ગરજી
એ ન્યાય કેવો સુખ કરજીરે—આદીન

૪૯

રામ નામ લાડવારે દુધ સાકરથી મીઠડા
હાંરે નારે ભજે તે તો ઠીકરા—રામ.
હસી આપ્યા તને પુન્યદાન કરવા
હાંરે નારે કરે તે તો વાંસડા—રામ.
સુખ આપ્યું તુંને ભજન કરવા
હાંરે નારે ભજે તે તો ગોખલા—રામ.
કર્ણ આપ્યા તુંને કથા સાંભળવા
હાંરે નારે સુણે તે તો સુપડા—રામ.
ચર્ણ આપ્યા તુંને તીરથ કરવા
હાંરે નારે કરે તે તો થાંભલા—રામ.
આંખ આપી તુંને પ્રભુ નીરખવા
હાંરે નારે નીરખે તે તો કોડીયા—રામ.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
હરી નારે ભજે તે તો મુરખા—રામ.

૫૦

ગ્રહ ઉગારી લે ઓધારીલે અતિ છે નાથ ગહનતારી
જીવનની નાથ જીવન દોરી તમારે હાથ છે મારી
તને સોંપ્યું જગત ત્રાતા રદયનું નાવડું મારૂં
ગમે તે દેશમાં લઇજા હવે એ નાવ છે તારૂં
અમીની આંખની પ્યાસી વૃજબાળાતો તમારી છે
ગ્રહી જો બાંહ્ય તો લજ્જા તમારાની તમોને છે—
સ્મૃતિ છે એજ મુખડાની નદેખી હું દુઃખી છુંરે
ગ્રહી જો બાંહ્ય તો લજ્જા તમારાની તમોને છે—
ન તાણો પ્રેમની દોરી બહુ તાણે જશે તુટી
ગ્રહી જોબાંહ્ય તો લજ્જા તમારાની તમાને છે—

નીત્ય તમારી કૃષ્ણમાળા જપીશ હું
માળા જપીશ હું ધ્યાન ધરીશ હું—નીત્ય—
તનમન ધનપ્રભુ તમને અરપી સેવા કરૂં ભરપુર
મહેર કરીને માની લેજો દરશન દેજો જરૂર—નીત્ય

આવે નહિ ધ્યાને પ્રભુ સુરયોગીને તપસ્વીતણા
મુસ્કેલથી રોકાય છે ધ્યાને કદી બ્રહ્માતણા.
પકડાયના બંધાયના રોકાયના સુરતાતણે.
બંધાય છે પ્રભુ પ્રેમરૂપ કાચા સુતરને તાતણે .
તારા વિના બીજું કશું આ આંખને કશું ભાવતું

તારા વિના બીજું કશું જો હોયતો બતલાવતું
અપરાધ કોટી માહરા છે આપણા તો ગુણ ઘણા
થઇ ચરણ રજમાં શરણદે સાષ્ટાંગ છે દાસીતણા—
લલના તણા હો લલીત લાલા લક્ષમાં તમે લાવજો.
અબળાતણી અરજી સુણીને આપ અત્રે આવજો—

૫૧

વિન્તી સાંભળો દીના નાથ હરી
પ્રભુજી બધાની દોરી તમારે હાથ
કાળથી ભરવાનીજ છે બાથ
સૌને બચાવી લેજો વિશ્વંભર નાથ
તારા વિના કોણ સંકટ હરશે.
તારા વિના કેમ શાન્તિ વળશે.
તારા વિના કોણ મદદ કરશે
તારા વિના કેમ દીવસ ફરશે
મદદ વિના કેમ અરથ સરશે
તારા વિના કોણ પ્રસન્ન થાશે.

૫૨

જયજય જશોદા નંદનકી નંદનકી જગ વંદનકી—જયજય
ભાલ વીસાલ માલ મોતીયન્કી ઓર બિરાજે ચંદનકી—જયજય

પેઠી પાતાળ કાળી નાગ નાથે ફ્ણપર નૃત્ય કરાવનકી—જયજય
જમુનાકે નીરતીર ધેનું ચરાવે હાથ લકુટીયા ચંદનકી—જયજય
ઈંદ્રકોપ કીયો વ્રજ ઉપર નખપર ગીરવરધારણુકી—જયજય
કેસી મારે કંશ પછારે અસુરન કે દળ ભજનકી—જયજય

૫૩

જયજય જશોદા નંદકી નંદનકી જગવંદનકી—જયજય
ઉગ્રસેન કું રાજ તીલક દીયો રક્ષાકરી સબ સંતનકી—જયજય
શંખ ચક્રગદા પદમ બિરાજે ભક્ત વત્સલ ભજનકી
—જયજય
ઘંટા તાલ પખવાજ બાજે ઘેરધુન સબ સંતનકી—જયજય
આપના જાએ દ્વારીકા છાયે પરપર લહેર તુ રંગનકી—જયજય
આસપાસ રત્ના ગર સાગર ગોમતી કરત કીલોલનકી—જયજય
ચંદ્રરાખી ભજબાલ કૃષ્ણુછબી ચરણુ કમળ રજબંદનકી—જયજય

૫૪

તમને દયા આવે તો દરશન દેજો નહિ તો અખંડ
અંતરમાં રહેજો
વ્રજબાળાના સ્વામીને એમ કહેજો—સુણો સુંદરશ્યામ
એવું ના ઘટે હો દીના નાથજી મારા પ્રાણુ આધાર
—સુણો સુંદરશ્યામ
પ્રભુજી જેમ રાખો તેમ રહીએ હો દીનાનાથજી
—સુણોસુંદર૦
લગાવી આપની લગની ભુલાવી વાત સૌ જગની
નયન પ્રેમે નચાવનારા મનેના ભુલશો વાહાલા
ધરી શૃંગી અને છેલ્લી બની હુ આપની ચેલી
ગુરૂજી જ્ઞાન દેનારા મને ના ભુલશો વાહાલા
નથી પ્રમાણુ મોટાનું નાનાનુરે નહિ નકકી રોગી સાજાનું
ઓચીંતુ આવશે આણુંરે એ માટેરે જલદી સજ થઇ જાવું
પારણું શ્રીવરનું સહાવુંરે—નથી પ્રમાણુ—

૪ થાકયાના વિસામા પ્રભુજી—નાઠા નામે વાસીજોને.
ત્રિવિધી તાપે તપી રહ્યા તેને—ઠરવાનું ઠેકાણું જોને—થાકયાના

૫ ચાલો જઈએ દરશન કરવા જ્યાં રાધે શ્યામ બિરાજે છે
નિત્ય નિત્ય ત્યાં સંતો આવી કૃષ્ણના કિર્તન ગાવે છે.
દર્શન કરીને પ્રેમ આણીને વાહાલાના ગુણ ગાઇશું
વૃજલાડીલા નંદ કીશોરને કિરતનકરીને રીઝાવી શું-ચાલો

૫૫

નારાયણનું નામ લેને તું પ્રાણીરે;
બદ્રીનાથ પ્રગટ જુગ જાણી—(ટેક)
ગર્ભવાસે રક્ષા કીધી તારી રે,
લીધો જઠરાગ્નિથી ઉગારી રે,
તેને કેમ મેલ્યો છે વિસારી—નારાયણ૦
નરદેહ દીધો તને નાથે રે,
ધન હોય તો વાવર તારે હાથે રે,
પડયું રહેશે કોડી નાવે સાથે—નારાયણ૦
વણસમજે કહે મારૂં મારૂં રે,
ધન કાજ ફરે તન બારૂં રે,
તારા હાથે નથી ધન તારૂં—નારાયણ૦
મિથ્યા સુખમાં તે શું લપટાણો રે,
લોકલાજે ગળે દીધો પાણો રે,
જાય છે તૃષ્ણાના પુરમાં તણાણો—નારાયણ૦
કાયા માયા એ રીતે કાચી રે,
તેના રંગમાં તે શું રહ્યો રાચી રે,
બ્રહ્માનંદ કહે વાત સાચી—નારાયણ૦

૫૬

મારા સાચા સગા શ્રી વરજીરે આદીન સવળા પુજ્યા સુરજબ્રહ્મા
—ગોવરી તથા શંકરજી—
કયા પાપોથી ઓ પ્રીતમજી કઠોર થયા કૃપા કરજી હવે હદ
—થઈ ગઈ હરજી—મારા

સમજુ થાવો હવેનાના નથીનાથ આ અઘટીત ગીરીધરજી–
સેવા બતાવો એ સેવવા, સ્વામી તનમનશું તત્પરજી–મારા
કરો મોહનજી કંઇ મરજીરે મુજમુખ લોચનમાંવસી રસીયા
સ્થાપો અલખ પદ પરજી–
અમીધર એમ કર્યાવીણ છુટકો નહિ થાય હો નટવરજી–મારી
એ સમજો ઉર અંદરજીરે––મારા સાચા સગા શ્રી વરજીરે

૫૭

મારા પરમ કલ્યાણીરે કૃષ્ણજી કાનડીઆ
મારા અંતના બેલીરે પ્રીતમજી પાતળીયા–મારા
હુંતો થાકી ગયો છુંરે ફરીફરી ભવરણમાં
નથી સુઝતું કાંઇરે હામ તુટી દીલમાં–મારા
હું ભુખ તૃષાથીરે વિષય તૃષ્ણાથીઅરે
ભુલી ભાન ગયો છુંરે વિસાર્યા મુજનાથ અરે–મારા
વાહાલા કેમ થાશેરે ગતી મુજતુજ ચરણે.
તેથી પામુ છુંલજજારે પ્રભુજી હું તુજ શરણે–મારા
છોરૂ થાય કછોરૂરે પીતા દીલ આણીદયા
લઇ ગોદમાં બાલનેરે લડાવશો પ્રેમ ભર્યા–મારા

૫૮

નહિ જાવું જમુના પાણી મુને ખીજવે તે સૈયર સમાણી
મુને કુંવારી સહુ કહે છે મારી સૈયરો તે મેણાદે છે.–મુને
જળ જમુનાજીના ઘાટે મુને કાનજી હાથ વડે છાંટે
વાહાલો કરે નેણોના ચાળા મેંતો કાનવર સાંભળ્યા કુંવારા–મુને
મને કાનવર પરણાવો મારી વ્રજમાંતો વાત વખણાવો
મળે સરખા તે સરખી જોડ તુને પોંખતાં તે પોંચશે કોડ–મુને
હેવારામ કૃષ્ણવર રૂડા મને અખંડ પહેરાવો ચુડા
હેવારામ કૃષ્ણવર રંગી મારા જનમ જનમના સંગી–મુને

૫૯

જગતનાનાથ ઓ પ્યારા તને હું નામ શું આપુ
જગમાંહી રહયો વ્યાપી વિવિધ વીશે હું કયાં માપુ

કંઇ વેદાંતીઓ તુંને ગણી પરી બ્રહ્મ માનેછે
ઘણામીમાં ઉસકે તુને ધરમ રૂપે વખાણે છે
પુરૂષતું સાંખ્યવાળાનું મહા પરમાણું જ્યાંનું
સખાતું ગોપનો કુંવર યસોદામારી માઇનો
કનૈયા કાનુડા કંઈકંઇ તને કંઇ ગોપીએ તેડયો
થયો તું જોને કોકેનો અહુરમઝ પારસીનો થઇ
થયો શામળા નરસૈઈનો રહયોના કેમ છાનો તે
મળ્યો તું રામ કૃષ્ણને અહો મહાકાળીકા થઈને
કનકના બંગડી બુટ્ટી લવીંગીયા સૌ વખાણે છે
ઘરેણાંએ બન્યા જુદા છતાં સૌનું જાણે છે
રહી માહાસાગરે નદીઓ રહી મીઠાશ શાકરમાં
રહી જેમ વાસ પુષ્પોમાં રહયો તેમ તું ચરાચરમાં
બન્યા હાથી અને ઘોડા રમકડા ખાંડ મીસરીનાં
ઉપાડી પાણીમાં નાખો જુવો શું થાય છે બીના

સાધુ આરે લીલા મારા નાથની
જેને મોહી રહયો સઘળો સંસાર—હરીરસમીઠડો—

૬૦

કૃષ્ણ કનૈયા મેરે પ્રાણરે જય શ્રી કૃષ્ણ કનૈયા
કૃષ્ણ કનૈયા ધેનું ચરૈયા—(૨)
બંસી બજૈયા દીલો જાનરે જય કૃષ્ણ કનૈયા
કૃષ્ણ કનૈયા દીલો જાનરે જય કૃષ્ણ કનૈયા
કૃષ્ણ કનૈયા મેરે જાનરે જય કૃષ્ણ કનૈયા
કૃષ્ણ કનૈયા છાસ પીવૈયા (૨)
કૃષ્ણ કનૈયા મેરે પ્રાણરે જય કૃષ્ણ કનૈયા
કૃષ્ણ કનૈયા મીસરી ખવૈયા (૨)
મોરલી બજૈયા મેરે પ્રાણરે જય કૃષ્ણ કનૈયા

૬૧

ધન્ય આજની ઘડી રળીયામણીરે (૨)
મારો વહાલો પધાર્યાની વધામણી હોજીરે—આજની૦

હું તો મોતીડાંના ચોક પુરાવતીરે (૨)
મારા વાહાલીડાની આરતી ઉતારતી હોજીરે—આજની૦
અમે આતા વાલમજીને વારણેરે (૨)
મહેતા નરસિંહનો સ્વામી ઉભો બારણે હોજીરે—આજની૦

૬૨

કહોને કનૈયા તમને શું શું શું હું કહું
શું શું શું શું કહું શું શું નાના કહું—કહોને
કામી કહું તો માર્ગ જમનાજી દે કેમ
નીષ્કામી કહું તો સતી વ્રંદા છળી છે કેમ—કહોને
ધનપતિ કહું તો ભીખાબરી ઘેર યાચ્યા
નીર્ધન કહું તો સુદામાને સૌ રાચ્યા—કહોને
ના માની હોતો દુર્યોધન ઘેરે ના આવ્યા
માની કહું તો ભાજી વીદુર ઘેર પામ્યા.—કહોને
બુધ્ધિ ન પહોંચે પછી નીંદુ શું વખાણું (કું)
અનેક કામો નામો લીલા હું શું જાણું હું—કહોને
અનામી છો પછી નામ દેવાય કેમ
નામ દીધા વિના કહો મુજથી રહેવાય કેમ—કહોને
તગને તમો જાણો હમે (તે) શું જાણીએ.
તો પણ રદયમાં મુંગું છાનું કંઇ માનીએ—કહોને
અમીધર યાર દીલોજાની કહું હું
બસ બસ એ એ કહી વરમી રહું હું—કહોને-
કહોનેકોઇ કંથકેરી સેવા શી રીતે થાય
સેવા શી રીતે થાય પ્રભુજીને કેમ પુજાય—કહોને
મોંઘા કલ્પ તરૂં પુષ્પ પ્રાણુ મુલે લાવી
ચરણે ધરાય કે હાંશી રીતે ધરાય—કહોને
સ્વર્ગ ગંગાના નીર નાથ માટે લાવી
સ્નાન કરાવાય કે હાં ચરણો ધોવાય—કહોને
કામ દુધ ગાય કેરાં દુધલડાં દોહયા-
અભીષેક થાય કે એ પ્રીતમને પવાય-કહોને
મોંઘા મધુ વનકેરાં ફળો લઇ આવી

નાથ જમાવાય કે એ પોતે જમાય–કહોને
નાથના ઉછંગે શીરમારૂં મુકાય કેહાં
નાથજી નું શીરમારે ખોળે રખાય–કહોને
રાજ હંસ પાંખ જેવા મુદલ ખોળાની મહી
સ્યામ સુવાડાય કે હાંમુજથી સુવાય–કહોને
મનમુખ લોચન રસીયાજીને રખાય
કેમુજથી એમનાં ઊરમાં રહેવાય––કહોને
દુધ ફીણ શ્વેતજેવી પંકજ પથારીએ.
પુચુ પોઢારાય કે હાંમુજથી પોઢાય––કહોને
આવો બતાવો કોઈ મુજથી શું શું કરાય
પ્યારી થવાય કે હાં પોતે પીયુ થવાય––કહોને
છું હું નાદાન વ્રજ બાળ લાજવંતી
અમીધરજી બાકી રહયું તે મુખમાં ના બોલાય–કહોને

## સાખી.

નંદન વન પુષ્પ કેરા પંખેથી વાયરો
પીયુને ઢોળાય કેહાં મુજથી ખવાય––કહોને–

## ૬૩

મ્હારા રશિક શિરોમણી રાજ મહારાજ રાધે કૃષ્ણ
મહારા નેત્ર મણિ વ્રજરાજ મહારાજ રાધે કૃષ્ણ
પરમ પ્રેમ મય અખંડ એકબે રાધા માધવરાય
કંઠે પરસ્પર હસ્થ પસારી પ્રેમ પ્રેમ મુખ ગાય.
મારા ઊરના છાના ( મોંઘા ) મેમાન મહારાજ રાધે કૃષ્ણ
હસીત વંદન મુજ સામું ન્યાળે દ્રષ્ટી સૌમ્ય રશાળ
અમીધર અમીમય શબ્દે બોલ્યા તું મારૂં વ્રજલાલ રાધે કૃષ્ણ
મ્હારા જાનતણા પણ જાન મહારાજ રાધે કૃષ્ણ
મ્હારા પ્રાણુતણા પણ પ્રાણ મહારાજ રાધે કૃષ્ણ

## ૬૪

મારા તનમાં મનમાં ભર્યા છે ઠર્યાં છે.
નટવર ગીરીધર સુખકર શ્રીધર–નટવર

જય જય વીભુ વ્રજધારી.
શ્રી કૃષ્ણ ગોવીંદ હરે મોરારી.
અમીધર એ રણ વીહારી--નટવર

૬૫

શા માટે કાંકરી મારી ઓ કાના મર્મની કાંકરી મારી
સાડી ભીંજાઇ મારી સારી ઓકાના ભેદ ભરી-શા માટે

પંથે સનાતનને જાતી હતી પ્રભુ પય ભરી હું પનીઆરી
રહુમાસ ઘરના તમો હશો ઠાકુર ભલે અમે ઘરના ભીખારી
-શા માટે

મમ મન તનના નથી માલીક એની તો હું અધિકારી
એ એ ઓ આવી જુવો સઘળી સાહેલી મારી-શા માટે

મધુપતિ ઓ મહીઆરી--શા માટે
છોડીદો છોડીદો આમશું કરો છો રડયુ વખત ન જોતાં
-વિચારી

અમીધર નાથ અરજી કરી કરી હરજી હવે હુંતો હારી-શા માટે

૬૬

ક્યાં જાય મોહની ડારી ઓ મોહના ક્યાં જાય મોહના ડારી
વાત ન જાય વિચારી ઓ મોહના શી રીતે મોહની ડારી-ઓ મોહના
ભોળીને ભોળી બાળા અનભીલ જેવી હું તો
જાણું ન કોઇમારી લ્હારી--ઓ મોહના
જાણ્યુ હોત આવું તો તો છાયામાં ન ઉભી રહેતે
પણ મારી ચાલી નકારી--ઓ મોહના
અનુપમ અડપલું કીધું અવનવું કાના
નવ રહી પરણ્યા કુંવારી--ઓ મોહના

મનતન પટકુળ કરી અસ્ત વેસ્ત મહરો
લાલા બનાવી લાચારી—ઓ મોહન.
ન હતું તે થયું હવે નવ થયું નહી થાય
વાત એ દઊ છું વિસારી.—ઓ મોહના
ઊભો રહે ઊભો રહે ઓ અલબેલા દોડતાં હું હવેહારી
અમીધર પુરણ પાપો હવે એરસ થઈને પરમ ઉપકારી
—ઓ મોહના

૬૭

ઓ મૃગલા આવો ચારો અહીં ચરીએ.
એ દેશ ચારો ન ચરીએ ઓ મૃગલા આવોચારો અહીંચરીએ
વ્હાલા ના ત્યાં વિચરીએ ઓ હરીણાં આવોચારો અહીંચરીએ
અનેકભવથી આથડયાં વનવન હવે ઠેકાણે હાં ઠરીએ—ઓમૃગલા
ભુખરખર ઊજ્જડ ક્ષાર ભુમીમાં ફોગટ કાં હવે ફરીએ—ઓ મૃગલા
સુજળ સફળ ભુમી આ હરીઆળી કાયમ વાસો આંહી કરીએ
ઓમૃગલા
વ્યાઘ્ર વરૂ સિંહ જબુક સર્વેથી દીલમાં હવે સીદ ડરીએ—ઓ
મૃગલા
જુવો, આ નવલડર અંકુર કુમળાં ભરપુર ઉદર ભરીએ—ઓ મૃગલા
આરો ચરે જાવો ભડકોન ભાગોના પારધી ભીતી પર હરિએ—ઓ
મૃગલા
ઊછળી હવામાં મારી છલંગો ઉંચે કુદીને ઉચરીએ—ઓ મૃગલા
વીમળા ઓ વહાલા મૃગલાં હરીજન અમીધર વાલમ, વરીએ
—ઓ મૃગલા

૬૮

ચાલો મધુગરી કરીએ ઓ ચેતન ચાલો મધુગરી કરીએ
ઘરઘર પ્રત્યે પરવરીએ ઓ-ચેતન ચાલો મધુગરી કરીએ
નિસ્વાર્થ અને નીર્માની જીવન વ્હાલા કદીના વિસરીએ—
—ઓ ચેતન
યશ અપયશનાં ગુલામ ન આપણુ દંભ દગાથી દીલ ડરીએ

નીચા વદન વડે મુનીવ્રત સેવીએ એકેના શબ્દ ઉચરીએ-
—ઓ ચેતન
મોતીને માણેક આપણે ન કામનાં પન્નાં જન્નાં પર હરીએ
અડધા ટુકડામાં આપણી બાદશાહી હંમેશની ઉરધરીએ
—ઓ ચેતન
મધુ ગરી કરતાં કરતાં માલીક દરબાર ઠેઠ પહોંચી સ્થીરઠરીએ
અમીધર પ્રભુપદ પંકજે, લોટીલોટી સેવા ધર્મે અનુસરીએ
—ઓ ચેતન

૬૯

બે ઘડી કોઇએ ના દીઠી હો સંતો બે ઘડી કોઇએ ના દીઠી
બે ઘડી કોઇએ ના દીઠી હો સાધુ બે ઘડી કોઇએ ના દીઠી
શાપર સણુગાર કેશ અને સેંથા શાપર ઠેકડા ઠીડી—હો સાધુ
સાપર લાડી વાડીને ગાડી મોટર મીલની સીટી.
શાપર સાલ દુશાળાને સેલાં વેડ કડાં વળીવીંટી
શાપર મંદીર મ્હેલને માળા ખુરસી ખાટ અને ખીંટી
—હો સાધુ
સાપર તાલ તંબુરાને તાનો ભાષણુ વ્યાખ્યાન ટીટી
એ બે ઘડીમાં કરી લે અમીધર પ્રભુ પદરજ પુરી મીઠી
દાસ મગન કહે મારા પ્રભુજી ના ગુણુ ગાઇનેરે-
અમીધર પ્રભુજીને હું રાખુ રીઝાઇ હું-હો સાધુ

૭૦

* શરણુ ખરૂં છે તમારૂં, પ્રભુજી મારે શરણુ ખરૂં છે તમારૂં.
અનુગ્રહ નાથ અપાર કીધા છે (૨)
હૃદય થકી ન વિસારૂં—હાંહાંરે પ્રભુ, હૃદય૦—પ્રભુજી૦
પ્રતિપાલન પ્રભુ ધર્મ તમારો (૨)
સર્વ તણું કરો સારૂં—હાંહાંરે પ્રભુ, સર્વ૦—પ્રભુજી૦
નિષ્કૃતિ પાપ તણી કેમ થાશે (૨)
નિંધકૃતિ જો વિચારૂં—હાંહાંરે પ્રભુ, નિંધ૦—પ્રભુજી૦
ભજન કરી ભગવંત અંતરમાં (૨)
મંગળ ધ્યાન હું ધારૂં—હાંહાંરે પ્રભુ, મંગળ૦—પ્રભુજી૦

૭૧

આરથ આમ ન હાંકો ઓ સારથી  આ રથ આમ ન હાંકો
મારગ ભુલ્યા છો ભોળા મુશાફર  આવો આ પંથ છે પાકો--
ઓસારથી
ખાડા ટેકરા વ્યાઘ્રવરૂ નથી  ધારોને ચોરોની ધાકો--
—આરથ--
પંપાળો સંભાળો પ્રેમથી રહેમથી  નાહક નીસાસા ન નાખો
મારોના અશ્વોનેક્રોધ વી વશ થઇ  પ્રીય વચન ભાઇભાખો
સીધી સડક છે આ પરવરી પ્રેમથી  સુખદુઃખ ભાવના સાંખો
—આરથ—
હાંકો હવે જરા દુર નથી દરબાર  દેખાય એ ઝાંખો ઝાંખો
આવ્યો અમીઘર ઇશ્વર મંદીર  અહીંયાં ઉભો સદા હવે રાખો
મગનલાલની વિન્તી સાંભળી  સર્વેના દુઃખ ભાગો-આરથ

૭૨

દેશ રહયો બહુ દુર ઓ ભમરા  દેશ રહયો તારો બહુદુર
વન ઉપવન વાડી બાગ બગીચે  ભાઇ ભમ્યો ભરપુર—ઓ ભમરા
બસકર મધુકર રસકસ લેવો હવે  ચુંસી બન્યો ચકચુર
હાથે કરી શાણું બનતી તુંકાં હવે  નીજરશથી હાં નીતદુર-ઓ ભ૦
માનીજા માનીજા જો જો લાગ્યું  ઉડવા તનમનનું નીજનુર-
પાંખો પછાડી પડયો પુષ્પપરાગે  ઘેલો બન્યો ઘેલો તુર-ઓ ભ૦
ચેતીલે ચેતીલે પુષ્પપરોણા  નથી થયો હજુ તો અસુર
ઉડીજા પહોંચીજા પંથી પંખી  મુશાફર અમીઘર હરીની હજુર
-ઓ ભમરા

૭૩

બે ઘડીના મેમાન બધાએ બે ઘડીના મેમાન.
આપોમાન કે અપમાન બધાએ બે ઘડીના મેમાન
ટુંકી મેમાનીમાં ટકવું પણ ટુંકુ ટુંકુ ટુંકુ બધુ ખાન
પાન-બે ઘડીના-
ઝગડાના રગડા કરી શા માટે  થઇએ હાથે કરી ને હેરાન
કરવો શોનેડો કોઇથી એટલા  સમયમાં ભાઇ ભુલીને સ્વભાન

થોકય રહેવું તેથી મ્હેલને મંદીર ચણાવવા શા મકાન-બે ઘડીના
મુરખતો જન્મારો સમજુની અડધી ઘડી કહેવત એધરોકાન
અરધી ઘડીપણ અધુ ઘુધી અમીધર ધરીએ ધણીનું જો ધ્યાન-
-બે ઘડીના

૭૪

નેત્રોમાં નટવર નાચે, રાધા તારા નેત્રોમાં, નટવર નાચે
પલકેપલક પ્રભુ નાચે અલીતારી આંખમાં પ્રભુજી નાચે-રાધાતારી
અંગો અંગ ખીલ્યાં અવનવા સૌંદર્ય.
જેને ઊમા રમાકેયાચે———રાધાતારી—
મુખ કુચ મંડળે આલીતારી વહે છે લાલી
ફેર પડયો શબ્દે ને વાચે——રાધાતારી
આટલા દીવસ આહવું કદી નોતું કૌતુંક
સાથી થયું આમ સાચે—રાધાતારી
જુઠું કહેતી હોઊં તો તું જાતે કર્ય ખાત્રી
વ્હાલી વદન જોઈ કાચે——રાધાતારી
હમણાં સદાએ ત્હારા ભાલમાં ચંદ્રક
અમીધર અવનવો રાચે—રાધાતારી

૭૫

કંઇ કંઈ કૌતક થાયે કહાનાતારી આંખોમાં કૌવતક થાએ
નવું નવું નેત્રોમાં થાયે કહાનાતારી કીકીઓમાં કૌતક થાએ-
રાધાથી અધિકતારી પ્રીતી રાધામાં [કાહાનાતારી
તેની પીતીથી પમાવે—કહાના તારી
રાધાની આંખમાં તું હતો એકલો
તારૂં તો જુદું દેખાયે—કહાના તારી
ત્હારી આંખ્યોમાં રાધા તેનીય આંખ્યોમાં
નટવર તું નીરખાયે———કહાનાતારી
ત્હારા અંગોમાં રાધાની પેઠે હવે
અજવાળા આ ઉભરાયે——કહાના તારી
જુઠું હોયતો તું જોઇલે આંખ્ય આરસી

જેવું હોય તેવું જણાયે—કહાનાતારી
વ્હાતું જાય છે પુરકૌતકનું તારેકહાના
અમીધર એનોના ઉપાએ—કહાનાતારી

૭૬

તું સાંભળે, ના સાંભળે, ગુણતો એ તહારા ગાઉછું
તુંજ ચાહના, હોકે નહિ, પણ હું તુંમાં, અર્પાઊંછું
વીણ આરતે વીણ સ્વાર્થે વીણ કારણે સમરૂં હું ચહી
જોવાનું છે કયાં મહારે હું તારો છું કે નહિ.
બદલો મળે કે ના મળે ઇચ્છા ફળે કે ના ફળે
પાપો બળે કે ના બળે તાપો હવે કે ના ટળે
પ્રભુ એકતું પ્રભુ એકતું પ્રભુ એકતું મારોખરે
ચહું આપને વ્હાલાવીભો સ્વારથ સરેકે નાસરે
સ્વારથ બીજો શો હોય રેવ્હાલા આપવીણ મારેખરે
સ્વારથ વિશે તું તું પ્રભુ આરત વિશે પણ તું અરે
સ્વારથ બીજો જો હોયતો દરકાર આપણી ત્યાંસુધી
સેવા કરીશ પ્રભુ આપની સ્વારથ સરેના જયાંસુધી
સ્વારથસર્યા પછી આપનું હેનાથ મારે કામશું
સ્વારથ પ્રભુ મહારો હતો બહાનું હતું તમ નામનું
બાહાનું તજી સ્વારથતણું ખુદ આપ ચહું હું અહો
સ્વારથ તણો અવકાશ કયાં છે આપને ચહું ત્યાં કહો
વીભુમાં વીભુતી સૌવસી પછે કાં વીભુ તુજને તજુ
વીભુતી વસી કદી હોયકે ના હોય તો પણ હું ભજું
તારા વિના બીજું નહિ આ આંખડીને નથી ભાવતું
તારા વિના બીજુ કશું જો હોય તો બતલાવતું
સાગર પ્રતી વીણ કારણે વીણ નોતરે સરિતા વહે
ભાનું નિહારી પંકજો વીણકારણે ખુશ ખુશ રહે
દીપજયોતિ જે પંતંગીછું અર્પાય કહાડે આહના
ન્યાળી નીસા પતિચંદને પક્ષી ચકોરનું મનચહે.
સુંણી મેઘને જયમમોરલા ટહુંકા કર્યા વિણ નવ રહે
મુજ ચિંતામાં સંકલ્પમાં વળી આસને ઉત્સાહમાં

તું.એક અમીધર નાથ માહરે ચાહમાં ઉર આહમાં
મગનલાલ દાસ રોજ પ્રભુને ચહાએ અરપાયે પ્રભુ,હાથમાં

૭૭

અપરાધ કોટી માહરા છે આપના તો ગુણ ઘણા
થૈ ચરણરજમાં શરણને સાષ્ટાંગ. છે દાસીતણી
લલનાતણા એ લલીત લાલા લક્ષમાં તમે લાવજો
અબળા તણી અરજી સુંણીને આપ અત્રે—
--આવજો

૭૮

જેવી રીતે રાખોરે તેવી રીતે રહેવું છે.
જે જે સુખદુઃખ નાખોરે સમજી સર્વે સહેવું છે-જેવી
પશુ યોનીમાં જન્મદેશો તો સુખેથી બળદ થઇશું
ભુખ તરશની સર્વે પીડા સ્વામી હું તો સહીશ
તોપણ આપનું ગાડુંરે કાંધ ધરીને વ્હેવું છે.—જેવી
વૃક્ષ રૂપે વાયુ વ્હેવડાવી આપીશ સર્વેને સુખ
તાપ ટાઢ વૃષ્ટી કેરા હું વેઠીશ દારૂણ દુઃખ-જેવી
તોપણ મારે કયારે કોઇને જઇને કહેવું છે —
કાષ્ટ રૂપે છોલાવી કપાવી છેદાવી મમદેહ
ત્યાં પણ નામ ત્હારૂંરે મણકે મણકે લેવું છે—જેવી
પક્ષી કરશો તો હોલો થઇ તુંહી તુંહી નામ સમરીશ
અમીધર થઇ હું પપૈયોપક્ષી પીયુ પીયુ રટણ કરીશ
એમ હરેક રીતે આપનારે ગુણનું દેવું દેવું છે-જેવી
મગનલાલનું દેવું પ્રભુ પાસ લેવું અહોનીશ ચરણોમાં રહેવું છે
--જેવી

૭૯

હરિ જેવો તેવો હું દાસ તમારો, કરૂણાસિંધુ ગ્રહો કર મારો (ટેક
સાંકડયાના સાથી શામળીઆ, છો અગડયાના બેલી (૨)
શરણ પડયો ખળ અમિતકુકર્મી, તદપિ ન મૂકો ઠેલી-હરિ૦

નિજ જન જુડાની જાતી લજ્જા, રાખો છો શ્રી રણછોડ (૨)
શૂન્ય ભાગ્યને સફળ કરો છો, પુરો બિરદ બળકોડ-હરિ૦
અવળનું સવળ કરો સુંદરવર, જ્યારે જન જાય હારી (૨)
અયોગ્ય યોગ્ય, પતિત કરો પાવન, પ્રભુ દુઃખ દુષ્કૃતહારી-હરિ૦
વિનતિં વિના રક્ષક નિજ જનના, દોષ, તણા ગુણ માનો (૨)
સમરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો-હરિ૦
વિકળ પરાધીન પીડા પ્રજાગો, અંતરનું દુઃખ જાગો (૨)
આરતબંધુ સહિષ્ણુ અભયંકર, અવગુણ ઉર નવ આણો-હરિ૦
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંતર, દયા પ્રીતમ ગિરધારી (૨)
શરણાગત વત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી-હરિ૦

૮૦

નોકરી હમારે શ્રીનાથની નીયમસર નોકરી હમારે
-શ્રીનાથની

સ્વામી તણી આજ્ઞા વિના મન કર્મ વચનેથી
ઈચ્છા ન થાય અન્યભાતની—નીયમસર
નથી સહેલી નોકરી કરવી કઠીન આ
મહેનત પોતાની જાતની--નીયમસર
પરાધીન જીવન કરૂં શીરીને કોઇની—૨
કાળજી હું સાથ કે સંગાથની--નીયમસર
ખરો ભરૂં પહેરો ઉભોરહી પ્રભુ દ્વારપર
સુરતો રાખીને દીનરાતની—નીયમસર
મેઘ મોર કામ પ્રીયા લોભી દ્રવ્ય એણી રીતે—૨
જોઇ રહું વાત દ્રષ્ટિ પાતની--નીયમસર
જન્મ સાથ આવ્યું દુઃખ પછી કહો શાને
ચીંતા કરૂં હું દાળ ભાતની--નીયમસર
નાથના હજાર હાથ છે શીર ઉપર
પછી ખામી કંઇ વાતની--નીયમસર
ન્યાલ થયો મેળવી હું નોકરી નીયમસર
અમીધર વ્હાલા વીશ્વ તાતની—નીયમસર
"મગનલાલને" નોકરી શ્રી નાથની અહોનીશ
-નોકરી હમારે-

૮૧

તકરાર આ કોઇ કહાડશે કે એ પ્રભુ કે હું પ્રભુ
હું હું કહું છું એ પ્રભુએ એ કહે મુંજને પ્રભુ
જો હું પ્રભુ તો કોણુ એ કહેશો મને કંઇ કંઇ પ્રભુ
—તકરાર

જો એ પ્રભુ કદી ન હોયતો ક્યાંથી બનું કહો હું પ્રભુ
જો હું પ્રભુ નથી તો કહો ક્યાંથી પ્રભુએ એ પ્રભુ
મુર્તિવિના છાયા નથી છાયા વિના મુર્તિ નથી
મુર્તિવિના ના સંભવે છાયા કદાપી હે પ્રભુ
જો હું નથી ને એ નથી તો આપ ક્યાંથી આ પ્રભુ
નથી આપતો કોણુ કહાડશે તકરાર મ્હારી આ પ્રભુ
છો આપતો છે એ પ્રભુ છે એ પ્રભુ તો હું પ્રભુ
પાણી વરાળ ને બરફ સૌએ ભીજાના અમીધર પ્રભુ—૨
તકરાર કહાડે પ્રભુ આ સંસારની " મગનલાલ—૨
—દુઃખી નારહે પ્રભુ

ક્યાં ક્યાં નથી તું તું અને ક્યાં ક્યાં નથી તાહરી—૨
મુજ દમબદમની ચાહમાં ને આહમાં પણુ માહરી

૮૨

મળ્યો છે પંખી નો મેળો ભવ વડે મળ્યો છે પંખીનો
—મેળો

ઉડીને જાવું છે હાલઘડીમાં જી જગ માટે મત્વને મેળો
બેઠા છો ત્યાં સુધી જંપીને બેશો જરા ખાવો પીવો
—ખાંતે ખેલો

ઉડયા પછી ફરી મળીશું ભેગા કે નહિ અટપટીઆંટી
—એ ઉકેલો

—ભવવડલે—

આવોજી આવો પ્યારા પ્રભુ ગુણુ ગાઇએ સૌથી
—મારગડો એસહેલો

જપીએ વ્હાલા એ વ્હાલો અમીધરજી ઉરના માળે
—અંતર્યામી એકેલો
—ભવ વડલે—

૮૩

ફણીધર પર નટવર  બંસીધર બંસી બજાવે
થનથન    નાચત  નટવર જળથળ સહુને નચાવે
ભલાં ભલાં  જોગી  મુંનીવરનાં ચીતડાં ચોરાવે
અરે  હાં  મનડાં  લોભાવે કૃષ્ણજી દીલડાં ડોલાવે
ગંગાધર શંકરની  સમાધી બંસી છોડાવે

-ફણીધર

૮૪

કાગળ લખવા કૃષ્ણને  વિધવિધ કરે વિચાર
વીયોગીને વ્રજ વનિતા  વદતી વારંવાર
અગણિત  અમ અમ  અવ ગુણને મોહનજી કરો માફ
અબળાની   અરજી  સુણી અત્રે આવો આપ
પતિ વિણ પતિ વ્રતી  પ્રેમ દાબને અતી બેભાન
રતિપતિને  સાદર થકી  પતિસહ યુવતિદેમાન
કારતક મહિને કૃષ્ણજી  નિત્ય તલ જપીએ નામ
કર ગરીએ દો કરથકી  આવો ગોકુલગામ
આવો મ્હારા હૈયાકેરાહારજો વ્હાલા લાગો છો વ્રજનારને
આવો મ્હારા ઉરના આધારજો "  "  " "
આવો મ્હારા હરી વ્રજરાજજો "  "  " "

(હાંરે)

હું તો તલશું તમને કાજજો  "  "  " "
કારતક મહિને કૃષ્ણજી આવો
તારૂણીને હવેના તલસાવો
મોહન મુખ બતલાવો લ્હાવો લેવરાવો આવો
આવો મ્હારા હૈયાકેરા હારજો વ્હાલા લાગો લાગો છો

વ્રજનારને

માગશર મહિને માવજ શીતળ થાયે સમીર
સ્મર સત્રં મારે સદા તાકાતલમે તીર

માગશરીયા મોહન મારા

દુઃખના દરીયામાં ડુખી મરે દાસ
આવોને પ્રાણુ આધારા પ્યારા કેતું હમારા
આવો મારા હૃયાકેરા હારજો વ્હાલા લાગો છો વૃજનારને
પોષે પ્યારા પ્રેમના પ્રેમદા કરે પોકાર
લલના લાલા ઉપર લાવી દયા લગાર
પોષે તે પ્રાણુના નાથ પધારો
દાસના દુઃખડાં દયાળુ વીદારો
શામળીયા અહીં છે વધારો વ્હાલમ વ્હાલ વધારો
આવો મારા હૈયા કેરા હારજો વ્હાલા લાગોછો વ્રજનારને
મહા મહીનાની માતુની કળી કરે છે ખેદ
ભાવીજનના ભાવનેહ ભેદુ જાણે ભેદ
માહ મહીને વીચારે ને મનમાં
વ્હાલમ મુકી ગયા મધુવંનમાં
તેને વીચારોને તનમાં આવો વૃંદાવનમાં
આવો મારા હૈયા કેરા હારજો વ્હાલા લાગો છો વ્રજનારને
ફાગણુ મહીને શ્રી ફાલનો કરવા ફરતી ફેલ
ખરે આપ વીણુ ખંતથી ખેલે કયાં જઇ ખેલ
ફાગણુમાં વાડીયો ફાલી પુલી
દારાઓ દુઃખ દરીયામાંહી ડુલી
ધંધો ભુલી સમુળી સેજો લાગે છે સુની
આવો મારા હૈયા કેરા હારજો વ્હાલા લાગો છો વ્રજનારને
ચૈતરી એ તવચીતવતા ચટકી લાગી ચીંત
અબળા એ જોઇ એકલી સંતાપે રતી કંત
ચૈતરીએ ચીતમાં લાગી ચટકી
સુરતી તમારી રહી ખટકી
અબળાઓ અધવચ લટકી ભટકી મરે છે અટકી
આવો મારા હૈયા કેરા હારજો વ્હાલા લાગો છો વ્રજનારને
વૈશાખે મન માછલું તરફડતું તન તાર
અધરે સીંચી અધરરસ કરશો શાન્ત શરીર
વૈશાખ મહીને વાવલીયા વાવ્યા
મોહન કેમ કરી હતી માયા

સંદેશા મન ભાવ્યા આવ્યા કે નહી કહાવ્યા
આવો મારા હૈયા કેરા હારજો વ્હાલા લાગોછો વ્રજનારને
જેઠે આતન ઝહાજ છે પ્રેમ પયોધી માંહય
એવટીયાથી ખેડવા આવો આતમરાય
જેઠે તે ત્યાં જઇને સુખ માણ્યું
વ્હાલમ આવું કદી નહોતું જાણ્યું
ઉરમાં ઓછું કંઇ આણ્યું માન્યું કે નહી જાણ્યુ
આવો મારા હૈયા કેરા હારજો વ્હાલા લાગોછો-વૃજનારને
અષાડમાં અંધારીને મોટે વરસ્યોમેહ
દયાળુ સુંદર નંદના છેલા
મોહનજી કરો મેળા એકેલા આવો સવેળા
આવો મારા હૈયાકેરા હારજો વ્હાલા લાગો છો વ્રજનારને
સ્ત્રી આસાળું શ્રાવણે જળધર જીવણ જોગ
વરશી આપે વરસડાં પુપત્નીને ભોગ
શ્રાવણમાં હેરે શું શું કરીએ
ફાલ્યા નપુલ્યાં ઘેલાં ઘેલાં ફરીએ
દેખીને દીલમાં ડરીએ તરીયે ભવદરીયે
આવો મારા હૈયાકેરા હારજો વ્હાલા લાગો છો વ્રજનારને
ભાદરવે ભુ સુંદરી પ્રાણ મરાવવા પ્યાસ
જળધર જીવણ ઝીલવા ઉર આપે અવકાશ
ભાદરવામાં ઘણી ઘણી ભીતી
સાવધ રહેતી નથી કાંઇ સ્થીતી
વ્હાલમ જાણે જે વીતી અનીતી કરી અથઇતી
આવો મારા હૈયા કેરા હારજો વ્હાલા લાગો છો વ્રજનારને
આસો એ કેમ ના આવીયા અમીધર પ્રાણ આધાર
સહન કરે શું સુંદરી પ્રાણતણો હામાર
આસો તે માસે ભલાં ઉરભાસ્યાં
મારા તમારાના કરશો તમાશા
આવી પુરો અમ આશા નીરાશાના લ્યોના નીસાસા

આવો મારા હૈયાકેરા હારજો વ્હાલા લાગો છો વ્રજનારને
માસ અધીકે શું કહું અધીકે અધીક અધીક
નરપતી નીરખી લાગતી મનમાં મહા મહાબીક
અધીકમાં આવો અંતરયામી
વ્હાલમજી મળે રહીશું વીરામી
અમીધર અંતર જામી અનામી કહું શીરનામી
આવો મારા હૈયાકેરા હારજો વ્હાલા લાગો છો વ્રજનારને

૮૫

એકજ ભવની સગાઇ હોમનવા એકજ ભવની સગાઇ
એકજ ભવની સગાઇ હો જીવડા—એકજ
એકજ ભવમાં માતા પીતા અહો
એકજ ભવકેરો ભાઇ——— એકજ ભવની
એકજ ભવકેરા દીકરા દીકરી
એકજ ભવનો જમાઇ—એકજ
એકજ ભવના બ્હેની દોહીતાં
મામા અને માસી ભાઇ—એકજ
અનેક જીવના સાચા સગા પ્રભુ
અમીધર કૃષ્ણ કનાઇ—એકજ

૮૬

શીલીકમાં શુન્ય છે ત્યારે કહોશી ખોટ પડવાની
મગર નથી દૈવત જોદીલમાં પછે દુનીયા શીનડવાની
પુરૂષપણું જ્ઞાનમાં ગાળ્યું હું એ જોવું પણું ટાળ્યું
પુરેપુરૂ પોત જ્યાં બાળ્યું શી આશા રંગચડવાની

૮૭

હાથી બે ઘોડા બે દોલત ખડી હો
આરામ કે ખાતર હો નાજુક પરીઓ
મેરેલીચે છબી એ બનાવે.
મુઝદીલ શેમના જોબના સોફના હૈય
ન, લડકા ન, લડકી નબાબા નમાઇ

નકાકા ભત્રીજા ન બ્હેની નભાઇ
મેરે લીયે સબ ખડીએ જહાંએ
મેં નહિ જહાંકે તોફીર, ફીરએ, કહો કે
હમે ચાહતા નથી તુજને અગરના મોક્ષની ઇચ્છા
નથી ગોલોક વૈકુંઠે સદા વસવા જવું વાસા

૮૮

દેહપણ બીચારી શું કરે મુંળમાં મહેલ રહયા નથી
જ્ઞાની ગુરૂજી શું કરે છતમાંહી જખમ થયા નથી
અજ કૌરવો જાતે મળે પ્રેમ ધર્મંથી અવળા ફરી
ખુદ કૃષ્ણજી ત્યાં શું કરે મદમોહ ક્રોધ ગયા નથી

૮૯

સબકુછ લેગયો (૨) પરદેશી પંખી
દર્શ દેખાકે દુઃખ દેગયો પરદેશી પંખી
હોતી ચિત સુધ્ધિ વોપણ લેગયો–પરદેશીપંખી
આશાકી ઝોળી વિરહની કફની
અશ્રુંકી માળા ઉરદે ગયો–પરદેશી પંખી
મત સોચો અમીધરના બીલ ગમે
બતીયાં એ કાનો મે કહે ગયો–પરદેશી
લેગયો દેગયો કહે ગયાં તદેપી
સુમરત ઉચ્ચેં રહ ગયાં–પરદેશી

૯૦

અપરંપાર પ્રભુ અવગુણ મોરા, માફ કરોને મુરારિરે (ટેક)
દયા ધરમની વાત ને જાણું, અધર્મનો અધિકારીરે;
પાપી પુરો જુઠા બોલો, બહુ નિરખું પરનારીરે–અપ૦
સાધુ દૂભ્યા બ્રાહ્મણ દૂભ્યા, ભક્ત દૂભ્યા બહુ ભારીરે;
માત પિતા બન્નેને, દૂભ્યાં, ગરીબનકું દીયો ગારીરે–અપ૦
ભજન થાય ત્યાં નિદ્રા આવે, પરનિંદા લાગે પ્યારીરે;
મિથ્યા સુખમાં આનંદ વરતું, બહુ રહું હુશીઆરીરે–અપ૦
સંસાર સાગરમાં જળ ભરીયો, સઘળે ભરીઓ ભારીરે;
તુલસીદાસ ગરીબનકી વિનતિ, અબતો લીયોને ઉગારીરે–અપ૦

૯૧

મોરે મંદીર મોહન એ ઓ.
જળથળ નભ મંડળ પુર મોરલી મધુર બજીહો———
મમઉર મૃદુલ મનોહર સૈયાં તામેબાસ બસેહો
અમીધર જબ લગજીવન તબલગ ઉર રહીઓ-ના જાઇહો
જળથળ નભ મંડળ ભર આપુર્ય બંસી મધુર બજે હો

૯૨

નથી જોવું રે મ્હારે નથી જોવું હાં-નથી જોવું
જુઠા જગડાનું સુખ નથી જોવું હે-હે-જી
તોડીના તુટેરે એ તો છોડીના છુટે હાં-છોડીના છુટે
પ્રિતી પુર્વની એ તો તોડીના તુટે હે-હે-જી

નહીંરે બોલું હું તો નહીંરે બોલું હાં નહીંરે બોલું
નીગુણી નાથ સાથે નહિરે બોલું-હે-હે-જી
ઠગીએ ઠગારે મુંને આદી અનાદીથી
બેસી રહીને આંખ્યો નહીંરે ચોળું-હવે નહીંરે ચોળું
—નીર્ગુણી

સમજાવે સ્વામી મને પ્યારે પટવે તોહે.
શેલડી છોડી સાંઠો નહિરે છોલું હવે નહિંરે છોલું-નીર્ગુણી
ઉડું ગગનમાં ઉંચે બનીને પતંગડીરે
ધાગો ધણીના હાથે નહીંરે ડોલુ કહો કેમ હું ડોલુ-નીર્ગુણી
એરે અછોત રસકુંપો સુધા સરીખડોરે
ભુપર ઢોળું પણ શીર નાઢોળું——નીર્ગુણી
તાણ્યો છે ઘુઘટ મેં તો અમીધર નાથનોરે
અનેક ઉપાયે હવે નહીંરે ખોલું ખરે નહીંરે ખોલું-નીર્ગુણી

ષટ કર્મ એ સનમના સ્મરણે વીલાયું-નીર્ગુણી
ગાવું બજાવું સઘળું મનને સમાયું
વીજ્ઞાન જ્ઞાન ચીંતવન લખવું લખાવું
જીવન સૌ સનમની ગોદે સમાયું-નીર્ગુણી

૯૩

મારા મનના મનોરથ ફળીયારાજ મોહન વર, મને મળીયા
ભવદુ:ખ ભંજન ગર્વના ગોચન પ્રીતજાજી પાતળીયા.
ધર્મના કારણે પ્રગટ થઇને દાવનપતી મહાદળીયારાજ
—મોહનવર

પ્રલ્હાદ પાંચાળી ધ્રુવને અભયપદ દેવ વીઠલવર વરીયા
ભકિતના વશ થઇ ભુદર ભાવે ભરવાડી ભેગા ભરીયારાજ
—મોહનવર

સુધન વાને જ્યારે પાપી પ્રધાને તેલ કઢાઇમાં તળીયા.
આપ કૃપાથી એતેલ માંહી, નાહીને ભકત્તનીકળીયા
સહીને પાર નીકળીયારાજ—મોહનવર
યજ્ઞ આરંભ્યો છે નેશુર બળ લેવા એવા જે બળીયા બની
—તમે છળીયા

પાતાળે ચાંપ્યો દાનવ રાયને એવા બટુક મહાબળીયા
રાજ—મોહનવર

દયાના સાગર નટવર નાગર અઢળકમુજ ઉપરતળીય
આંબાની શીતળ છાયા મળી હવે હવે શીદ સેવું બાવળીય
રાજ—મોહનવર

અધમ ઉધારણ ભવજળ તારણ સુંદર વર શામળીયા.
અમીધર સ્વામી શ્રી અંતર જામી પુર્વના વચનોથી પળીય
—રાજ મોહનવર

૯૪

ચીઠીના ચાકર છેઇએ હમે. રાજ્ય ચીઠીના ચાકર છેએ
ઉંચે ચડાવે તો રહીએ આકાશે, નીચે ઉતારે તો ઉતરીયે—હમે૦
ભોજન જમાડે તો જમીએ ભાવેથી
રાખે ભુખ્યા તો હમે રહીએ—હમે રાજ્ય
વિધિને નીષે હમે કહીએ ના જાણીએ
વહાવે તે પંથે પંથે વહીએ—હમે રાજ્ય
હરકોઇ સ્થિતિમાં એની પેરણા ન ભુલીએ
એહવા શેવક હમે છીએ—હમે રાજ્ય

અલબેલો નાથ મ્હારો એ એ અમીધર
ગવરાવે ગુણ ત્હેવા ગાઇએ.—હમે રાજ્ય

૯૫

જયરાધા કૃષ્ણરાજા જયરાધાવર મહારાજા
મોહેના કભી બીસરાજા હેનાથ ગરીબ નીવાજા—જયરાધા
બ્રજવલ્લભબંસી બજાજા ઘરમાં રે મંદીર આજા
મનમોહન મુખ બતલાજા હો નાથ ગરીબ નીવાજા—જયરાધા
કોઇ અગેય ગાન સુનાના મુઝેખુદ કનૈયા બનાજા
ઘરમાંયે મૈ તું છુંપાજા ઘેર દીલ મેં દીલ મીલાજા
—જયરાધા

૯૬

મુને ઘેલી કીધી નંદલાલે છેતર્યાં છોગાળે
મ્હને કૃષ્ણ વિના કંઇ કંઇ થાયે રે સજની શું કરીએ
મ્હારી પળ ઘડી વર્ષ જેવી જાયે રે સહીયર ઘેલાં તુર ફરીએ

આકાશથી ઉંચા પ્રભુ નીચા અહોપાતાળથી
ડરતાં નથી કદી કોઇદીન મહાકાળના પણ કાળથી
પહોળા પ્રભુ દશ દિશથી વેદો સદા ભણતાં ભણે
નિર્બન્ધ પ્રભુ બંધાય છે કાચા સુતરના તાંતણે.

મ્હારી છાતી મદમાતી ફાટીજાતી રે કયાં જઇને રહીએ
મ્હારી આંખલડી રોઇ થઇ રાતી રે કયાં જઇને કહીએ—મ્હને
કૃષ્ણ—

આવે નહિ ધ્યાને પ્રભુ સુરયોગીને તપસ્વીતણા
મુશ્કેલથી રોકાય છે. ધ્યાને કદી બ્રહ્માતણા
પકડાયના બંધાયના રોકાયના સુરતાતણે
બંધાય છે પ્રભુ પ્રેમરૂપ કાચા સુતરને તાંતણે

(ત્હોયે) ત્હોયે એકલી મુંકી મુને ચાલ્યા રે નાથજી નીર્દૈયા
સાચા સ્નેહીતણા ઘરના પંથ ઝાલ્યાં રે અહીંયાં નવ રહીયા
—મ્હને કૃષ્ણ—

૯૭

કહાનની વાતો કરીએ કેટલી હું નટુડી નાથની હું તો નિરખું
મારા નટકું
કહાનની વાતો કરીએ કેટલી મનની રહી ગઈ મનમાં
મનની રહી મનમાં રહી મનની ઓધવ મનમાં—કહાનની
માટીખાધી ત્યારે માતાએ જોયું વ્હાલમના વદનમાં
ભીતર ચૌદ ભુવનને ભાળ્યાં પોતાને ચૌદ ભુવનમાં—કહાનની
ગોવીંદજી ગયા યમુના કાંઠડે ગોપ અને ગૌધનમાં
બ્રહ્માએ છોકરાં વાછલડાં હેર્યાં પોતાની મસ્ત મગનમાં
—કહાનની
એટલાં છોકરાં એટલાં વાંછલડાં વીધી જુવે વ્રજજનગાં
ક્ષમાયાચી પ્રભુ પાએ પડયા વીધી નાર ભર્યાં લોચનમાં
—કહાનની
નાથ્યો કાળી નાગને વળી લીધી પુતના પ્રાણ ક્ષણમાં
ભાઇસાહેબે તો કામ કર્યાં છે આવા ઘણા બચપણમાં
—કહાનની
હમારે જ્ઞાન વેદાન્તના જોઇએ સ્નેહને દેહ મનમાં
પ્રેમમાં જાણો શું ઓધવજી તમે તત્વગણો બેસી તનમાં
—કહાનની
વિરહ યોગદો એ પુરાવો જળથળ પવનમાં
દ્રષ્ટી જયાં જાયે ત્યાં દેખાયે જડ અને ચૈતન્યમાં—કહાનની
પ્રેમને અક્ષર ભાષા અધુરી તો કેમ આવે વચનમાં
તમારૂં ધ્યાન ઉધવ પહોંચે સ્નેહ નીએ સમજણમાં
—કહાનની
બોલાતું નથી હવે બીજું ઉધવ તાપે તપેલા આતનમાં
સ્નેહ સુધારશ સાંચવા મોકલો મોહનને મધુવનમાં—કહાનની
સોગન ઉધવ માર્ફત છે નાથ ધ્યાન દો અમસોગનમાં
નાથ અમીધર આવીવસે સદા મમતન સદનમાં—કહાનની

૯૮

હુમારૂં શું હતું અહીયાં અને શું સાથ આવે છે
અને જે આવશે સાથે સનમ સહુ તે ત્હને અર્પણ
હુમારૂં હોય જે જે તે અને જ્યાં જ્યાં એ ત્યાં ત્યાં તું
સલુણી ઓસનમ તુજને બધુ સ્વાર્પણ સદા અર્પણ
ઘણુંક કહેવાનું કહેવાયું બધું લખવાનું લખાયું.
રહીજે હોય તે બાકી સનમ મુંગી તને અર્પણ
બધા લોકોનું બ્રહ્મપર્ણ બધા કર્મોનું કૃષ્ણાર્પણ
બધા પિતૃ તણું તર્પણ સનમ કાયમ સહુ અર્પણ
રદય પ્રાણો મનો બુધ્ધિ અહવૃન્તી ચીન્તડું.
સુરીલી દમ બદમ બંસી સનમ કાયમ સદા અર્પણ
બધા બ્રહ્માંડની ઉપર બધી ઈચ્છાતણી બાંહ્યપર
અમારી રાહુન સાહીનું તખત ગેબીતને અર્પણ
અબોલી ઓસનમ શાણી હઠીલીઓએ શરમાવી
હતું તારૂં લઇ તેં તે કરાવ્યું ત્હારૂં તે અર્પણ
કર્યું અર્પણ ધરી હું હું કરી મ્હારૂં અમારૂં આ
અરે એ હુંને મ્હારૂં સહું અમીધર છે તને અર્પણ

૯૯

'મ' નનામેલા ને ચાલા કહેલા એને સતગુરૂ શું સમજાવે
'ગ' ઢલંકાનો કોઠો કોર્યો માહાદેવ હરદેવ રેહવાએ
'ન' વાનવા રૂપજ હમો ધરીએ ને રહીએ છીએ વનમોઝાર
'લા' ગણી ધરાવતા સૌ રહીગયા ને મનમાં કરતા પોકાર—મનના—
'લ' ગાર પણ કોઇને સાચાન જોયા ને મોહી રહયા સઘળો સંસાર
'ન' ગમ્યુ મારા પ્રાણ પતિનેરે હવે જીવવાને કેટલી રહીગઇ વાર
'ર' મીસ્રીશ હું પ્રભુના પદોમાં મને ચરણમાં લેશે એ દીનોનાથ
'સી' ખામણ હું છેલ્લી દઇજાવું પ્રભુજાદો સાથે બરો સૌભાઇઓબધા—
મનના—
'દા'સ મગનલાલ કહે ભક્તિ વિનાનથી ઠરવાનું ઠામ.
'સ'રજુગ કીનારે અજોધ્યા નગરી જ્યાં બીરાજતારામ
'કુ'રવું તે ના કહી બતાવવું કહેવાનું છે બધુ પ્રભુજી પાસ

'ડ'રવું નહિને ડરાવવું નહિ એમ કહે જગતનો નાથ—મનના
'જો' જગતમાં જીવીને નામ રાખો તો પ્રભુજી રહેશે પાસ
"હ"રમાંહી રહીને ઘરકરો તો ન રીજે નટવર જગતનો નાથ
'રા'જી થઈ સર્વે સજ્જનો વિન્તિ કરૂં હું સર્વે લીયે હરી નામ-
'વા'સ વિઠ્ઠલનો રહ્દયમાં રહેશે. તો થાયે સર્વ સારા કામ
'લા'ગણી ધરાવતાં ભાઈઓ. સર્વેજનો એકવાર બોલો
—જયજય રણછોડ રાય—મનનામેલા

૧૦૦

અમે સાચે સાચુ કહીએરે એજ અમારી છે રીતી
અમે દુરજનથી દુર રહીએરે એમાં ન્યાય અને નિતિ
અમે સજ્જનમાં જઈ વસીએરે એજ હમારી છે રીતી
અમે ખામી દેખી ખશીએરે એમાં ન્યાય અને નિતિ
અમે દીનદુઃખ ટાળી રહીશું રે એજ હમારી છે રીતી
અમે પાપીને પરહરશું રે એમાં ન્યાય અને નિતિ
અમે દુઃખ નીવારે ધાઇએરે એજ હમારી છે રીતી
નહી લાલચમાં લેવાઇ એરે એમાં ન્યાય અને નિતિ
અમે સત્ય ને કાજે મરીએરે એજ હમારી છે રીતી
અન્યાય થકી ઓસરીએરે એમાં ન્યાય અને નિતિ
અમે દુઃખમાં ધીરજ ધરીએરે એજ હમારી રીતી
અમે ડાઘ પડયાથી ડરીએરે એમાં ન્યાય અને નિતિ
અમે એક વચનથી રહીએરે એજ હમારી છે રીતી
અમે જુઠું જાણી નવ જઇએરે એમાં ન્યાય અને નિતિ

૧૦૧

પ્રભુ મારા હાથને ઝાલો ભવે મને દોરીને ચાલોરે
હવે મારા દીલમાં મ્હાલો અંતે મને મુકિત આલોરે-પ્રભુ
ભવરણ ભારે ભયાનક છે આ, અંધ હું દુરબલ છેક
કયાં જવું તેપણ જાણું જરાના, દિસે દીશા નહિં એક-પ્રભુ
બુદ્ધિ વગરનો છું પ્રભુ આપતો નીભાવોરે
આપ પ્રભુ મારા નેત્ર છો નીર્મલ પંગુલના છો પ્રભુપ્રાય-પ્રભુ

ભોમીયા સાચા આ ભવરણુ કેરા દીનાનાથ તમે હું છું ગાય
મને ઓથ આપની આલોરે ભવે મને દોરીને ચાલોરે-પ્રભુ
પ્રભુ મારા હાથને ઝાલોરે ભવે મને દોરીને ચાલો

૧૦૨

જ્ઞાન વિનાનું અંધારૂં રે સદાય મારે-જ્ઞાન
મન કહે મારૂં તારૂં આસારૂં ને આ નઠારૂં
પણુ જ્ઞાન વિનાનું અંતે સૌ ન કાચું રે-જ્ઞાન
જીવને શીવ સાથે રહેતા જગતમાં અવતાર લેતા
જીવને જ્ઞાન થવાથી રસમય થાતારે-જ્ઞાન
સેવક કહે કરજોડી નિન્તી હમારી લ્યો સ્વીકારી
અમને લેજો ભવમાંથી ઉગારીરે-જ્ઞાન

૧૦૩

આચાર શું સુધ્ધ કરો વિચાર શું સુધ્ધ કરો
ઉચાર શું સુધ્ધ કરો એજ સર્વ ધર્મ છે
તનને સુધારો ભાઇ મનને સુધારો ભાઇ
આત્માને સુધારો કરવાનું એજ કર્મ છે
પ્રીત થકી એક ચી-તે પ્રભુ તણીએ ભકિત કરો
એજ ખરૂં માનવીનું યોગતાનું શરીર છે
બદલ કહું છું સહું સાંભળો સાહેબ તમે
સર્વ સાસ્ત્ર તણો માત્ર એજ એક કર્મ છે
આચાર શું સુધ્ધ કરો વિચાર શું સુધ્ધ કરો
ઉચાર શું સુધ્ધ કરો એજ સર્વ ધર્મ છે

૧૦૪

ભજો મનરાધે નંદ કીશોર ભજોમન રાધેનંદ કીશોર
માત જશોદા પાલન ઝુલાવે હાથમારે રેશમ દોર
—ભજો મનરાધે
નંદ બાબાકે આંગન ખેલત ગુગરનકી ઘમઘોર
—ભજો મનરાધે

જમુનાકે નીરતીરે ધેનું ચરાવત બંસી બજાવે-
મુખમોર—ભજોમન
મોરમુગટ પીતામ્બર શોભે કુંડલકી છબીઓર
—ભજોમન
ચંદ્ર સખી ભજબાલ કૃષ્ણ છબી રાધા કૃષ્ણ-
કીજોર—ભજોમન

૧૦૫

સબ પૈસે કે ભાઇ દીલકાસાથી નહીં કોઇ—સબ
ખાને પીનેકો પૈસા હોય તો જોરૂ બંદગી કરે
એક દીન ખાના નહીં મીલે તો ફીરકે જવાબ કરે-સબ
જબલગ અપને પલ્લો પૈસા તબલગ લોક સલામ કરે
અપના પૈસા નીકળ ગયા તો કોઇ નહી મીઠા બોલે—સબ.
ભાઇબંધુ ઓર બેન સાલે સબ પૈસા કા ભાઇ
કોન કીસીકા નહીંરે પ્યારે કહત કબીર સુનાઈ

૧૦૬

જયરાધે જય કૃષ્ણ અગમ પ્રેમ મુર્તિ પ્રભુ અગમ
જળથળ જડ ચેતનમાં જ્યાં ત્યાં તવ સ્પુર્તી—જયજય ૧
ઉભય એક અદ્દવૈતની નીજ સેવક જાણો પ્રભુનીજ સેવક
પરમ પ્રેમરશ આત્મા પ્રેમી ઉરઆણે—જયજય ૨
અનંત સૃષ્ટી અલંકાર લીધા સહુંધારી પ્રભુધીગા,
શું હું અર્પુ તમને જ્યાં હું પણ તારી—જયજય ૩
અંતર આરતી આપ સ્વામી સ્વીકારો—પ્રભુ સ્વામી
હું વ્રજબાળક મુજને મટકું નવમારો—જયજય ૪
આપને ભક્ત અનેક કરૂણા કર દેવ—પ્રભુકરૂણા
અમીધર મ્હારે એકજ સાચુ શરણ ત્હમેવ—જયજય ૫

૧૦૭

મને જન્મ જ્યાં જ્યાં આપશો ત્યાં ત્યાં જવું મારે હરી
મને, જે સ્થિતીમાં થાપશો, તે તે સ્થિતી છે સુખકારી
આ વિશ્વ સૌ છે આપનું પ્રત્યેકમાં આવી વસ્યા

એ મંત્ર નહિ ભુલુ પ્રભુ વિચાર કરીશ, ન કહીં કશા
ઉપયોગી થઇશ ન નાથજી ઉપયોગ થઇશ હું વ્હાલમાં
પ્રત્યેકમાં વીલસી રહયા જ્યાળી વદીશ ખંમા ખંમા
પથ્થર કદી કરશો મને, તો, મેલ ધોઇશ અન્યના
સીતાર કરશો તો ઘણી ગાઇશ આપ ધન્યતા
કરશો મુને સમુદ્ર તો હરો બદ હવા દઇશ દહેવા
સેવા કરીશ એમ આપણી લાવી તરંગ નવા નવા
નૌકા કદી કરશો મુને તો વહીસ જનને ભારને
સગવડ કરીને સર્વની રીજવીશ તમ કીરતારને
ઝાંઝર કદી કરશો મુંને તોચરણમાં વળગી રહી
જયજય ભણીશ હું આપની પદ ચાલતાં પૃથ્વી મહિ
કાજળ કદી કરશો મ્હને તો આંખમાં વસી હેવીભો
સેવા કરીશ હું આપની પલકાર સાથ હસી પ્રભો
કરશો મુને કદી પુષ્પતો હૈયાં વિશે થઇ હાર હું
બસ સોભાવીશ પ્રભુ આપને અમીધર બની સણગાર હું
મગનલાલ ભજશે શ્રી હરિને તેને યાદ કરજે હે પ્રભુ
મને જન્મ જયાં જયાં આપશો ત્યાં ત્યાં જવું મારેહરિ

## ૧૦૮

જળ ભરવા કેમ જાઉરે કાનુડો મ્હારી કેડે પડયોરે " એ રાહ
હું ભાળું હું ભાળું વ્હાલો નાથ હું " ભાળુંરે ૧
કયાં હરે છે કયાં ફરે છે કયાંકયાં નાથ શું કરે છે
નજરો નજર એ નીહાળું વ્હાલો નાથ હું ભાળુંરે " હુંભાળું ૨
ચિન્તસ મોક્ષ ઇચ્છાઓ આડી આવી તેને
અન્ય ચિંતવ્યનેથી ટાળું વ્હાલો નાથ હું ભાળુંરે " હુંભાળું ૩
આડા અ[illegible] ભુતડાઓ યોગ સાંખ્યને વેદાન્ત
પ્રેમ મંત્ર વડે તે પ્રજાળું વ્હાલો નાથ હું ભાળુંરે " હુંભાળું ૪
પ્રત્યેક વિપલ પલ ઘડા એમ રાત્રી દીન
નાથ ગુણ ગાનમાં હું ગાળું વ્હાલો નાથ હું ભાળુંરે " હુંભાળું ૫
નાથમાં ખપી જવું એ ધર્મ નીતિને વિવેક
એ વિનાનું બીજું જ્ઞાન બાળું વ્હારો નાથ હું ભાળુંરે " હુંભાળું ૬

આવો જુવો નાથ મ્હારો હાજર હાજર છે ।
શ્રદ્ધાની આંખથી શ્રદ્ધાળુ વ્હાલો નાથ હું ભાળુંરે " હું ભાળું ૭
અમીધર પ્રેમથી પ્રકાશ મલ્યો ઉરમાંહી
થયું અનંત અજવાળું વ્હાલો નાથ હું ભાળુંરે " હું ભાળું ૮

સમાપ્ત.



